## ખોદાપાક ફરમાવે છે:—

**અને ખરેખર તમારે માટે ચોપગાં જાનવરો** (ઊંટ, ગાય, ભેંસ, બકરીઓ) **માં** (અલ્લાહની હસ્તી અને કુદરતને માટે) **એક આબેતી છે. જે તેઓનાં પેટમાં** [ચોખ્ખું દુધ] **છે તેમાંથી પીવા** અમે તમને આપીએ **છીએ, અને તમારે માટે તેઓ** (ચોપગાં જાનવરો) **માં ઘણા ફાયદા છે.** ( કેટલાક સવારીના કામમાં કેટલાક ભાર લઇ જવાના કામમાં આવે છે, કેટલાકના વાળ અને રૂવાં તમો વાપરો છો ) **અને તમે તે** (ઓના શરીર) **માંથી** [સારૂં હલાલ માંસ] **ખાઓ છો.** (ઇસફેહાની સાહેબનો કુર્આને શરીફનો તરજુમો, સુરા મોમેનૂન આયત ૨૧ પાનું ૬૫૭ તથા તફસીરે હોસૈની પાનું ૮૦ જીલ્દ ૬). દુધ અને માંસ ખાવાની કેવી ખુલ્લી ખોદાઇ પરવાનગી ! સુબ્હાનલ્લાહ !!

# આઇનએ ઝબાએહ

એટલે,

# ઇસલામી હિંસા દર્પણ.


છપાવી પ્રસિદ્ધ કરનાર,

**સૈયદ અલી અકબર કાદરી.**

પ્રસિદ્ધ કરવાનું ઠેકાણું, પાછલીઓલી રાંદેર જીલ્લો સુરત.

માહે મોહર્રમ ૧૩૩૫ હિજરી નબવી.

આવૃત્તિ પહેલી પ્રત ૧૦૦૦


**નૂરે હિદાયત ફેલાવવામાં મદદ કરનારા સાહેબો તરફથી ભેટ.**


સુરત, ભાગાતળાવ રોડ પર આવેલા ધી "રાંદેર" પ્રિન્ટીંગ પ્રેસમાં રતિલાલ દુર્લભદાસે છાપી.

# બનામે ખોદાએ રહમાનો રહીમ.

તમામ તારીફ અલ્લાહ સુબ્હાનહુ વ તઆલાને માટે છે કે જેણે અમારા જાનો, માલો, જનાવરો વિગેરે સઘળી વસ્તુઓને તેની રાજી ખુશી પ્રસન્નતા મેળવવા માટે, તેને અર્પણ કરવાનો હોકમ ફરમાવ્યો, કે જે દરેક ચીજથી તે બેપરવા છે. અને તે સઘળી વસ્તુઓને તે બાદશાહ, **માલેકુલમુલ્ક લા શરીકાલહુ* વહદહુ લા એલાહા ઇલ્લાહુ**ને કેવી રીતે અર્પણ કરવી તેનો તરીકો (વિધિ) તેના રસુલે પાક, શાહે લૌલાકા લમા ખલકતુલ અફલાક, (રૂહી ફેદાહો) **અહમદે મુજતબા, મોહંમદ મુસ્તફા વલ હુનક્ષએ** અમને ખુલ્લી રીતે તફસીલો સાથે દેખડાવ્યો, સલ-લલ્લાહો અલૈહે વ સલ્લમ વ અલા આલેહી વ અસહાબેહી અજમઇન મસાબીહિલ હોદા, ઇલા યૌમિલ જઝા.

પ્રીય વાંચકો ! મુસલમાન ભાઇઓ ! ઇસલામી ધર્મમાં કુર્બાની કરવી અને તેના પેટા હુકમો જેવા કે મક્કા શરીફમાં કુર્બાનીઓ કરવી, મદિના શરીફમાં કુર્બાનીઓ કરવી, કુર્બાનીનું માંસ ખાવું, ખવાડવું, ભેટ તરીકે મોકલવું, સુકવી રાખી આખું વર્ષ ખાવું, તે ઉપ્રાંત શિકાર કરીને ખાવું, ખવડાવવું, ભેટ મોકલવું, તીરથી, કુત્રાથી, ચિત્તાથી, શકરાથી પક્ષિઓનો શિકાર કરવો અને તે ખાવું, પુરૂષ તો શું પણ સ્ત્રીઓએ પોતાને હાથે જાનવરો કાપવાં, માછલાં ખાવાં વિગેરેને માટે જનાબ નબીએ અકરમ (સલ) ના જે જે ફરમાનો છે, તે અત્રે એટલાજ માટે લખી પ્રગટ કરૂં છું કે તે બાબતોમાં કોઈ માણસ કંઇ જુદી રીતે શક નાંખે અથવા દયાના ઓઠામાં ઉભા રહી તે કામોથી રોકાણ કરે તો આ સાચા ફરમાનોના મુકાબલામાં તેના જૂઠા બનાવટી ફરમાનોને તમે રદ કરી શકો. તેમજ કોઇ નવ્વાબો, અમીરો કંઈ આડે આવે તો આ સરવરે દોજહાં (સલ) ના ઇર્શાદો આગળ તેના કહેવાને જરાપણ લેખો નહીં, કેમકે " જે કામ કરવાથી પેદા કરનારનો ગુન્હો થતો હોય તે કામમાં કોઇપણ મખલુક [ નવ્વાબ, અમીર, માબાપ, ઉસ્તાદ, પીર, મુર્શિદ, વાયઝી, મુલ્લાં, મૌલવી, શેઠ, ઉપરી) ની ( કદીપણ ) તાબેદારી કરવી નહીં જોઇએ. " એ તો હુઝુર (સલ) નો ફરમાન છે, * અને આપના જેટલા ફરમાનો છે તેની તાબેદારી કરવી તે ખોદાપાકનીજ તાબેદારી કરવી છે, " જે કોઇ રસૂલ (સલ) ની તાબેદારી કરે છે તે અલ્લાહ (પાક) નીજ તાબેદારી કરે છે. " ( પારો ૫મો રૂકુઅ ૮મો ) એ તો ખોદાપાકનો ખુલ્લો ફરમાન છે તેથી રસુલુલ્લાહ [સલ] ની નાફરમાની તે ખોદાપાક તમામ મખલુકના બાદશાહની નાફરમાની કીધેલી ગણાશે.

જેમ હાલમાં કેટલાક લોકો કેટલાક જાનવરોને કાપવા અને કેટલાકને નહીં કાપવા, કેટલાકને ખાવા અને કેટલાકને નહીં ખાવાના મતફેરમાં પડેલા છે. તેમજ હુઝુર નબીએ અકરમ (સલ) ના પાક જમાનામાં પણ હતું. હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને અબ્બાસ (રદી) ફરમાવે છે કે " અહલે જાહેલીય્યત (નબી (સલ) ની નબુવ્વત જાહેર થાય તે આગળના લોકો પોતાની મરજી પ્રમાણે) કેટલીએક ચીજો (જાનવરો પક્ષીઓ વિગેરે) ને ખાતા હતા અને કેટલીએકને નાપસંદ રાખી છોડી દેતા હતા. ત્યારે અલ્લાહ [પાક] પોતાના નબી (સલ) ને ( તેઓમાં ) મોકલ્યા અને પોતાના નબીપર અને તેવણની ઉમ્મતપર પોતાની કિતાબ [કુર્આન અને હદિસો] ઉતારી; અને (પોતાની મરજી મુજબ) પોતે જે ચાહી તે ચીજ (જનાવરો અને પક્ષીઓ)ને (લોકો માટે) હલાલ કીધી (દુરસ્ત ઠેરવી), અને પોતે જે ચીજ ચાહી

* મશારેકુલ-અનવાર હદીસ નંબર ૬૩૧ હઝરત અમીરૂલ મોમેનીન અલી (રદી) થી રિવાયત.

તે ચીજ (જાનવરો અને પક્ષીઓ) ને (લોકો માટે) હરામ કીધી. ત્યારે જે ચીજ (જનાવરો કે પક્ષીઓ, કુર્બાની કરવા અને ખાવા માટે) તેણે (અલ્લાહ પાકે) હલાલ (દુરસ્ત) ઠેરવી હોય તેજ ચીજ [જનાવરો અને પક્ષિઓ તેમજ માછલીઓ) હલાલ છે (તે સિવાય બીજા કોઇ જનાવર કે પક્ષિઓ હલાલ નથી.) અને જે ચીજ (જનાવરો કે પક્ષિઓ) તેણે (અલ્લાહ પાકે કુર્બાની અથવા ખાવા માટે) હરામ (નાદુરસ્ત, અમેધ્ય અથવા અભક્ષ્ય) ઠેરવી હોય તેજ ચીજ [પશુઓ પક્ષિઓ માછલાં વિગેરે) હરામ છે. અને જે ચીજોને (કુર્આન અને હદીસોમાં) બયાન નહીં કરવામાં આવી કે તે હરામ છે કે હલાલ છે, તે (ના ખાવામાં) માફી છે (દોષ નથી.) અને તે પછી આપે આયત પઢી " એ મોહંમદ (સલ)! (તમે) કહો જે મ્હારી તરફ વહી કરવામાં આવ્યું છે તેમાંથી, ખાનાર કે જે ચીજ તે ખાય છે તેને માટે હું કંઇ જોતો નથી કે જે મૂએલું હોય તે, અથવા ઢોળાએલું (વહેલું) લોહી, અથવા ડુકકરનું માંસ કે જે ખરેખર નજેસ [નાપાક] છે અથવા પાપથી કાપેલું કે જેની ઉપર ખોદાના નામ સિવાય બીજું નામ બોલાયેલ હોય; તે સિવાય (ખાનાર માટે જનાવરોમાં) કાંઈ હરામ થયેલ હોય * (મઝાહેરે હક કિતાબુસ સૈદ પાનું ૪૫૦ જીલ્દ ૩). એ હદીસમાં હઝરત ઈબ્ને અબ્બાસે હરામ અને હલાલ જાનવરોને માટે જે હદીસો આવેલી છે તે ઘણી હોવાને લીધે બયાન કીધી નથી. તેથી કરીને અત્રે તે હદીસો જરૂર જોગી નકલ કરૂં છું, જે ઈનશા અલ્લાહો તઆલા સંપુર્ણ ફાયદાકારક દરેક બાબતમાં થઇ પડશે, અને એ પછી કોઇ હુમલા કરનારને હુમલો કરવાની તક મળી આવશે નહીં.

ખોદાપાકની મુસલમાનોપર મોટી મેહેરબાની છે કે દુન્યામાં તેઓનો જન્મ થતાંજ તેઓને જાનવર કાપવો જરૂરી થઇ પડે છે. એને માટે પેગંબર સાહેબનો ફરમાનઃ—

૧ હઝરત સમોરા (રદી)થી રિવાયત છે કે "નબી (સલ)એ ફરમાવ્યું કે (પેદા થએલું) બચ્ચું (પોતાના માબાપની શફાઅત (ભલામણ) ખોદાપાક આગળ કરવાથી) ગીરવી [રોકાયલો] છે. તેના અકીકાને લીધે (એટલે જયાં સુધી તેનો અકીકો કરવામાં નહીં આવે). તેને માટે (જાનવર) કાપવામાં આવે [તેના જન્મના દિવસથી] સાતમે દહાડે (છેવટ સુધી). મઝાહેરે હક અકીકાનો બાબ પાનું ૪૫૨ જીલ્દ ૩જી).

હવે શું કાપવામાં આવે તે સાંભળો. ઉમ્મે કુર્ઝ (રદી) થી રિવાયત છે કે મેં હઝરત [સલ] ને ફરમાવતાં સાંભળ્યું કે "(અકીકામાં) છોકરા તરફથી બે બકરીઓ અને છોકરીના તરફથી એક બકરી [કાપવી જોઇએ], અને તે બકરાં નર હોય કે માદી તેનાથી તમને કંઇ અડચણ નથી". (મઝાહેરે હક એટલે મિશકાત શરીફનો ઉર્દુ તર્જુમો તથા તેનું ભાષ્ય જીલ્દ ૩જી પાનું ૪૫૨]. જેમ નાનપણથી દરેક તરેહની કેળવણી બચ્ચાંઓને આપવામાં આવે છે તેમજ ખોદાપાકનો હોકમ જાનવરો કાપવાને માટે નાનપણથીજ તેના ઉપર ચાલુ કરવામાં આવ્યો, [અગર જો એ કામ તેના માબાપ બજાવી લાવે છે.] કે જેથી તે મોટો થઈ કોઇ રોકાણ કરનારના કહેવાને માની કુર્બાની કરવી કોઇ પણ રીતે છોડે નહીં એ વાતની શીખામણ દરેક સમજુ મુસલમાન આ અકીકાપરથી લેશે.

૨ હઝરત બરાઅ (રદી) થી રિવાયત છે કે હઝરતે [સલ] ફરમાવ્યું કે **આજે** (બકરીદને દહાડે) **જે કામ અમે સૌથી પહેલાં કરીએ છીએ તે** (ઇદની) **નમાઝ** છે. (નમાઝ) **પછી** (ઘેર તરફ) પાછા ફરીને **કુર્બાની** કરીએ છીએ જે માણસ એવી રીતે કરે (ઇદની નમાઝ પઢયા પછી કુર્બાની કરે) **તેણે** તો **અમારી સુનંત** [રદી] **પર અમલ કીધો** (ચાલ્યો) (છેવટ સુધી.

---

* ઈસ્ફેહાની સાહેબનો કુરઆને શરીફનો ગુજરાતી તરજુમો પાનું ૨૮૭ ભાગ ૧ લો.

બુખારી શરીફનો ઉર્દુ તરજુમો તૈસીરૂલબારી પારો ૨૩ કિતાબુલ અદાહી પાનું ૨૯).

૩ હઝરત અનસ ઇબ્ને માલિક (રદી)થી રિવાયત છે કે હઝરતે [સલ] ફરમાવ્યું કે [બકરીદને દહાડે] જેણે [બકરીદની] નમાઝ [પઢવા] પહેલાં (કુર્બાની) કાપી તે તો પોતાના ખાવાને માટે કાપી (કુર્બાની તરીખે કબુલ થઇ નહીં), અને જે માણસે [બકરીદની] નમાઝ પછી (પોતાની કુર્બાની) કાપી તેનીજ કુર્બાની સંપુર્ણ (કબુલ) થઇ, અને તે મુસલમાનોની સુંનતપર ચાલ્યો (પારો ૨૩ પાનું ૩૦)

આ બન્ને નંબર ૨ અને ૩ની હદીસોથી સાબેત થઈ ગયું કે મુસલમાન મકકામાં હોય કે મદીનામાં હોય દરેક ઠેકાણે જો શકિત હોય તો તેણે કુર્બાનીઓ બકરીદને દહાડે કરવીજ જોઇએ. નહીં તો મુસલમાનોની રૂઢી (સુંનત) ને છોડી કાફરોની રૂઢી પર તે ચાલેલો ગણાશે. અને ત્રીજી હદીસથી સાબેત થયું કે નમાઝ આગળ જો જાનવર કપાય તો તે તેના ખાવાને માટે જાયઝ છે. અગર જો તે મકકામાં હોય અને હાજી હોય. અને મકકામાં તેમજ હાજીઓને જાનવર કાપવા અને માંસ નહીં ખાવાને જે માણસ બોધ કરે તેનો રદ થઇ ગયો.

૪ હઝરત અનસ (રદી) થી રિવાયત છે કે હઝરતે (સલ) ફરમાવ્યું કે "[બકરીદની] નમાઝ પહેલાં જે માણસે (જાનવર) કાપ્યું તેને જોઇએ કે ફરીથી (બીજું જાનવર) કાપે." (છેવટ સુધી પારો ૨૩, પાનું ૩૬). આ હદીસથી કુર્બાની જરૂર કાપવીજ જોઇએ. એની કેવી સખત તાકીદ સાબેત થઇ કે બે વખત જાનવર કાપવું પડયું કુર્બાની કરવાનો કેવો ખુલ્લો હુકમ અને "કુરબાની કરવાને ધર્મ સાથે કંઇ સંબંધ નથી" કહેનારનો કેવો ખુલ્લો રદ સાબેત થયો.

૫ હઝરત શદાદ બિન ઔસે (રદી) હઝરત (સલ) થી રિવાયત કીધી કે હઝરતે (સલ) ફરમાવ્યું કે "ઉપકાર દરેક ચીજપર કરવો અલ્લાહ પાકે [સૌના ઉપર] જરૂરી કીધેલો છે. તે અહીં સુધી કે કતલ કરવામાં અને કાપવામાં પણ માણસ અને જાનવર પર ઉપકાર કરવો જોઇએ. અને તે એવી રીતે કે જયારે (કોઈ માણુસને ધર્મના કાયદા પ્રમાણે સજા તરીખે) કતલ કરો તો (સારી તેજ તરવારથી જલદીથી) સારી પેઠે કતલ કરો (બુઠ્ઠી તરવારથી નહીં કે જેથી તેને ઇજા થાય). અને જ્યારે (કોઇ જાનવરને) કાપો ત્યારે (તેજ છરીથી) સારી પેઠે (જલદીથી કાપો કે જેથી તેને ઇજા નહીં થાય, અને તેને માટે જોઇએ કે તમારામાંથી કોઇએક પોતાની છરીની ધાર ખૂબ તેજ કરી લીએ અને (તેમ કરવા થકી) પોતાના કાપવાના જાનવરને આરામ પોંહચાડે" (મઝાહેરે હક જીલ્દ ૩જી, કિતાબુસ સૈદ પાનું ૪૩૪). આ હદીસથી કુર્બાની અને ખાવાને દરેક તરેહના જાનવરને કાપવાનો હુકમ, કેવી રીતે કાપવું, કાપવામાં જાનવરને ઇજા પહોંચવાનું કારણ બુઠ્ઠી છરી હોવી, કે જેથી કાપતાં વાર લાગે છે અને તેથી જાનવરને દુઃખ પોહોંચે છે તેની મનાઇ, ખુલ્લા શબ્દોમાં આવી ગઈ.

૬ હઝરત ઉમ્મુલમોમેનીન આયશા સિદ્દીકા (રદી) થી રિવાયત છે કે હઝરતે (સલ) ફરમાવ્યું કે "નહર (બકરીદ)ને દહાડે (કુર્બાનીના જાનવરોના) લોહી વહેવડાવવા કરતાં બની આદમ (માણસ)નું બીજું કોઈપણ કામ (ઈબાદત) અલ્લાહની જનાબમાં પ્યારૂં નથી. અને બેશક (તે દહાડે કુર્બાનીમાં ) કપાયલું જાનવર કેયામતને દહાડે પોતાના શીંગડાં, વાળ, ખરીઓ સાથે આવશે. અને બેશક કુર્બાનીનું લોહી જમીનપર રેડાય તે પહેલાં અલ્લાહ પાકની જબાનમાં કબુલ થઈ જાય છે, તેથી કરીને [આ લોહી વહેવડાવીને] તમારા આત્માઓને આનંદ આપો" [મઝાહેરે હક જીલ્દ ૧લી કિતાબુસ સલાહ, બાબ ફિલ ઉદહિય્યા પાનું ૪૮૦). આ હદીસથી એ દહાડે કુર્બાની કરવી કેવી જરૂરનું તેમજ કેવા સવાબનું કામ છે તે સાફ જાહેર છે કે કુરબાનીના આ ત્રણ દહાડાઓમાં અલ્લાહની જનાબમાં એથી

વધારે કોઇ ઇબાદતજ પ્યારી નથી. સૌથી વધારે સવાબ એજ હુકમ પાળનારને મળે છે. તેટલાજ માટે એ દહાડાઓમાં હઝરત પેગંબર સાહેબ [સલ] અને તેવણુના તાબેદાર સાથીઓ (સહાબા રદી.), એક તો શું પણ દશથી વધારે ઉંટો, ગાય, બકરાં કુર્બાની કરતા હતા. બધા માણસો સરખા હોતા નથી, રખેને કોઈ કુર્બાની કરવાને પોતાની તબીયતથી અથવા **હિંસા! હિંસા! દયા! દયા!** ના પોકારો સાંભળી નાપસંદ રાખી તેને કંઇ અણગમો એ બાબતમાં થાય, તેટલા માટે આજે તેરસો વર્ષ પહેલાંજ આપે તેનો બંદોબસ્ત કરી દીધો કે ખબરદાર! આ ઇબાદત બહુ મકબુલ છે માટે કોઇએ એ બાબતમાં નારાજી મનમાં લાવવી નહીં. તેમજ જાહેરમાં પણ કોઇની આગળ દર્શાવવી નહીં. હવે કયો નાદાન મુસલમાન એવો હશે જે એવી સર્વોત્તમ ઇબાદતને એ દહાડે છોડે અથવા એ બા'તમાં પોતાની નારાજી દર્શાવે.

૭ હઝરત મિખનફ બિન સોલૈમ (રદી) થી રિવાયત છે કે "હજ્જતુલ વિદાઅ * માં રસૂલુલ્લાહ (સલ) ની સાથે અરફાતપર થોભનારાઓમાં અમે (પણ) હતા. મેં આપ [સલ] ને ફરમાવતાં સાંભળ્યું કે એ લોકો! બેશક દરવર્ષે (જેને કુર્બાની કરવાની શકિત હોય તે) દરેક ઘરવાળાપર કુર્બાની કરવી (વાજેબ) છે." (મઝાહેરે હક જીલ્દ ૧લી બાબુલ અતીરા પાનું ૪૮૨) કેયામત સુધીનો દરેક વર્ષે અને દરેક ઘરવાળાપર આપે(સલ) કુર્બાનીને માટે આ તાકીદનો હોકમ કીધેલો છે.

* હુઝુર નબીયે અકરમે (સલ) જે હજ પહેલી છે તેને "હજ્જતુલ વિદાઅ" કહે છે એ હજ કીધા પછી આપે (સલ) આ ફાની દુન્યાને લગભગ ત્રણ મહિના પછી છોડી એ હજમાં હુઝુરે (સલ) મુસલમાનોના ફાયદાના સેંકડો હુકમ એવા ફરમાવ્યા છે કે જેમાં કોઇથી જરાપણ રીતે કેયામત સુધી ફેરફાર થઇ શકતોજ નથી.

૮ હઝરત અબુ સઇદ ખુદરી (રદી) થી રિવાયત છે કે "અમે (સહાબાઓએ) પૂછયું યા રસૂલુલ્લાહ! અમે (ખાવાને માટે અથવા કુર્બાનીને વાસ્તે) ઊંટણીને નહર કરીએ છીએ અને ગાયને અને બકરીને કાપીએ છીએ અને તેના પેટમાં [મરેલું] બચ્ચું અમને મળી આવે છે. તો તેને પણ અમે ખાઇએ કે ફેંકી દઇએ? આપે ફરમાવ્યું કે જો ચાહો તો તેને ખાઓ. બેશક તેની માને કાપવું તેને કાપવા સરખુંજ છે." (મઝાહેરે હક જીલ્દ ૩જી, કિતાબુસ સૈદ પાનું ૪૩૮.) આ હદીસથી ઉંટ, ગાય, બકરીને ખાવા માટે કે કુર્બાની વાસ્તે કાપવાનો હુકમ જનાબ પેગંબર સાહેબે (સલ) સૌ સહાબીઓ (રદી) ને આપ્યો એટલુંજ નહિ પણ તેના પેટમાંના બચ્ચાંને પણ ખાવાનો હુકમ દીધો. હઝરત ઇમામ અબુ[illegible] (રદી) ના મઝહબમાં જો તે બચ્ચું જીવતું નીકળે તો તેને કાપીને ખાવું જાયેઝ છે પણ જો તે મરેલું નીકળે તો જાયઝ નથી. (ગાયતુલ અવતાર જીલ્દ ૪, કિતાબુઝ ઝબાએહ પાનું ૧૭૫).

૯ હઝરત અબદુલ્લાહ બિન અમર બિનલઆસ (રદી) થી રિવાયત છે કે રસુલુલ્લાહે (સલ) ફરમાવ્યું કે "જે માણસ ચલ્લીને અથવા તેના કરતાં નાના કે મોટા જનાવરને કાપે તેના હક વગર, તો ખોદાપાક તેના કાપવાને માટે તેને સવાલ કરશે (કેયામતને દહાડે). લોકોએ પૂછયું કે તે (કાપેલા જાનવર) નો (કાપનારપર) શો હક છે એ રસૂલલ્લાહ! (સલ) ? આપે (સલ) ફરમાવ્યું કે તેને કાપ્યો પછી (જરૂર) ખાય અને (એમ નહીં) કે તેનું માથું (તો) કાપે અને પછી તેને ફેંકી દીએ" (મઝાહેરે હક જીલ્દ ૩જી કિતાબુસ સૈદ પાનું ૪૩૮). આ હદીસથી ચલ્લી ખાવી જાયઝ, તેમજ તેના કરતાં નાનાં કે મોટાં ધર્મમાં દુરસ્ત હોય તેવાં પ્રાણીઓ જો કાપવામાં આવે તો તેને જરૂર ખાવુંજ જોઇએ એમ સાબેત થયું. જો નકામા મારશે કે કાપશે તો ખોદાપાક ગુસ્સે થશે. દરેક પ્રાણીનો બીજા પ્રાણીપર હક

હોય છે તો કપાયલા શિકાર કીધેલા જનાવરનો હક માણસોપર એજ સાબેત થયો કે તેને ખાય અથવા ખવાડે. નહીં તો ગુનેહગાર થશે. કુદરત જાનવરો અને પક્ષિઓને કાપવાની અને ખાવાની શું ઉમદા આ દલીલ છે.

૧૦ હઝરત અબદુલ્લાહ બિન ઉમર [રદી] થી રિવાયત છે કે મદીના શરીફમાં હઝરત રસૂલુલ્લાહ (સલ) દશ વર્ષ રહયા તેમાં દર વરસે આપ (સલ) કુર્બાની કરતા હતા. [મઝાહેરે હક. જીલ્દ ૧લી, પાનું ૪૮૧, કિતાબુસ્સલાહ, બાબ ફિલ ઉદહીય્યા) અમારા હનફી મઝહબમાં કુર્બાની વાજેબ છે. તેની આ એક ખુલ્લી દલીલ છે. મુસલમાનો વિચારવું જોઇએ કે કુર્બાની કરવી કેવી જરૂરની ચીજ હોવી જોઇએ કે આપણા નબી (સલ)એ કોઇ વરસ તેને છોડી નહીં, અને ગમે તેમ એ બાબતમાં કોઇ વિરૂધ્ધ સમજાવે તો માને નહીં. આ હદીસથી સાબેત થયું કે મકકા+ અને મદીના જેવા પવિત્ર શહેરોમાં ધર્મના ખાસ દિવસોમાં જાનવર ખુબ કાપવાં જોઇએ અને ખાવાં જોઇએ કેમકે આપણા નબી (સલ)એ તેમજ કીધું છે.

૧૧ હઝરત ઝેદ બિન અરકમ (રદી) થી રિવાયત છે કે " રસૂલુલ્લાહ (સલ) ના સહાબીયોએ પૂછયું કે યા રસૂલલ્લાહ (સલ)! આ કુર્બાનીઓ શું છે? આપે (સલ) ફરમાવ્યું કે એ તમારા બાપ હઝરત ઇબ્રાહીમ (પેગંબર અલ) * ની સુંનત (રૂઢી, તરીકો) છે. સહાબા (રદી) એ પૂછ્યું કે એ રસૂલુલ્લાહ! એ કુર્બાનીમાં અમને શો સવાબ (પુનઃ) છે? આપે (સલ) ફરમાવ્યું કે દરેક વાળના બદલામાં (એક) નેકી છે. સહાબાએ પૂછ્યું એ રસૂલુલ્લાહ! [ઘેટાં અને દુંબાઓની કુર્બાનીથી તેઓનાં] રૂવાં માટે (કેટલો સવાબ મળે છે)? આપે (સલ) ફરમાવ્યું દરેક રૂવાને બદલે (એક) નેકી (મળે છે). (મઝાહેરે હક જીલ્દ ૧લી કિતાબુસ સલાહ બાબ ફિલ ઉદહીયા પાનું ૪૮૧). અલહમ્દો લિલ્લાહ નેકીયો લુંટવાની કેવી ઉમદા ઇબાદત છે તેથીજ **હદીસ નં. ૬**માં કુર્બાનીના દહાડાઓમાં માણસનું, ઇબાદતના સૌ કામોથી શ્રેષ્ટ કામ અલ્લાહ પાકની જબાનમાં એજ કુર્બાની બયાન કરવામાં આવ્યું. ખુલ્લો ધારો છે કે પાદશાહ કે રાજા તરફથી જે કામમાં સૌથી વધારે ઇનામ મળે તે કામ સર્વોત્તમ ગણાય છે. એટલાજ માટે હનફી મઝહબના આલેમોએ લખ્યું છે કે જે માણસપર કુર્બાની કરવી વાજેબ ન હોય તેને જોઇએ કે આવા અગણિત સવાબો હાંસેલ કરવા કુર્બાની કરે (જુઓ બેહેશ્તી ઝેવર ભાગ ૩જો કુર્બાનીનું બયાન).

૧૨ ઉમ્મુલમોમેનીન હજરત આયશા (રદી) થી રિવાયત છે કે" ઝિકાદાના મહિનાના પાંચ દહાડા બાકી હતા જે વખતે અમે રસુલુલ્લાહ (સલ) ની સાથે (મદીના શરીફથી) નીકળ્યા અને અમારો ઇરાદો હજ્જ કરવાનોજ હતો જયારે અમે મકકા શરીફની પાસે પોહોંચ્યા ત્યારે જે લોકોની પાસે કુરબાની ન હતી તેઓને રસુલુલ્લાહે (સલ) હુકમ આપ્યો કે તવાફ અને સફા અને મરવા વચ્ચે દોડીને એહરામ ખોલી નાંખે. પછી બકરીદને દહાડે ગાયનું માંસ લઇને લોકો અમારી પાસે આવ્યા. મેં પૂછ્યું આ માંસ કેવું છે? તે લોકોએ જવાબ દીધો કે રસુલુલ્લાહે (સલ)

+ માણસ એહરામની હાલત [જેનું બયાન આગળ આવે છે તે)માં હોય અથવા તો એહરામ ઉતારી નાંખેલી હાલતમાં હોય દરેક હાલતમાં " જે જંગલી જાનવરોનો કે પક્ષિઓનો શિકાર કરવામાં આવે છે તેઓનેજ માત્ર" મકકા શરીફની હદ દરમ્યાન કોઈપણ ઝુબેહ કરી શકતું નથી અને તે ઝુબેહ કીધેલું ખાણું હરામ છે. પણ પાળવામાં આવતાં જનાવરો ગાય, ભેંસ, બકરાં, ઉંટ, મરઘાં કુકડાં વિગેરેને એહરામવાળો અથવા વગર એહરામવાળો, મુસાફર અથવા મોકીમ દરેક માણસ મકકા શરીફની હદમાં ખાવા માટે અથવા કુરબાનીને વાસ્તે ઝુબેહ કરી શકે છે. (ગાયતુલ અવતાર જીલ્દ ૪, કિતાબુઝ ઝબાએહ પાનું ૧૭૦.)

* અરબ લોકો હઝરત ઇબ્રાહીમ પેગંબર (અલ) ના વંશમાં છે તેથી તેઓને બાપ કહયા.

પોતાની ઓરતો તરફથી ગાય કાપી"(તેનું આ માંસ આપને ખાવા માટે મોકલ્યું છે.) (તયસીરૂલબારી કિતાબુલ મનાસિક (એટલે હજના નિયમોનો લેખ સંગ્રહ) પાનું ૨૨ પારો ૭) હદીસથી મકકા શરીફમાં જાનવર તે પણ ગાય વળી હજજની જાત્રાના દહાડાઓમાં અને હજજની ક્રિયા કરવામાંજ અને તે પણ ધર્મના ખાસ દિવસોમાં, ધર્મના સૌથીજ મોટા આગેવાનને હાથે અને તે પણ પોતાના ઘરવાળાઓ માટેજ, અને પોતાના અને પોતાના ઘરવાળાઓને ખાવા માટે પોતાને ઘેર મોકલાવે, એટલી બધી દલીલો સાબેત થઇ. તેથી કરીને **પેગંબર સાહેબના ફરમાનો** લખનારે પાના ૧લાની ૨૩થી ૨૫ લીટી સુધી "મકકા શરીફની યાત્રાએ જાઓ ત્યારથી જયાં સુધી પાછા ફરો નહીં ત્યાંસુધી રોજા રાખો, જાનવરોને મારો નહીં, અને જે ધર્મના ખાસ દિવસ ગણાય છે એ દિવસોમાં માંસ મત ખાઓ" જે લખ્યું હતું તેનું સંપુર્ણ ખંડન થઇ ગયું.

૧૩ હઝરત અનસ (રદી) થી રિવાયત છે કે " નબી [સલ] એ મદીનામાં ચાર રકાત ઝોહરની નમાઝ પઢી, અને ઝુલહોલૈફામાં પોંહચી અસરની બે રકાત પઢી. રાતના ત્યાંજ રહયા. જયારે સવાર થઇ ત્યારે પોતાની ઊંટડીપર બેસી તહલીલ અને તસબીહ (પોતાના રબની) કરવા લાગ્યા પછી જયારે બૈદા (નામની જગ્યા) માં પોહોંચ્યા ત્યારે હજજ અને ઉમ્રાને માટે લબ્બૈક પોકારી જયારે મકકામાં પોહોંચ્યા ત્યારે લોકોને હુકમ દીધો કે (ઉમ્રો કરીને) એહરામ ખોલી નાંખે. અને નબી [સલ] એ સાત ઉંટો ઉભા રાખીને પોતાના હાથે નહર કીધા (કાપ્યા) અને મદીના (શરીફ)માં બકરીદને દહાડે બે કાબરાં અને શીંગડાવાળાં મેંઢાંની આપે કુર્બાની કીધી". તયસીરૂલબારી પાનું ૨૩ પારો ૭મો કિતાબુલ મનાસિક). એજ કિતાબના ૨૩મા પારા, કિતાબુલ અદાહીના ૩૪મા પાનામાં તેજ સહાબીથી રિવાયત છે કે હઝરત નબી [સલ]એ તે મેંઢાઓના મોઢાપર પોતાનો પગ એક બાજુએ મુકી બિસમિલ્લાહે અલ્લાહો અકબર કહી પોતાને હાથે તેઓને ઝુબેહ કરી રહયા હતા, એમ મેં પોતાની આંખે જોયું.

૧૪ હઝરત (અબદુલ્લાહ) ઇબ્ને અબ્બાસ [રદી] થી રિવાયત છે કે ' રસુલુલ્લાહે (સલ) એક માણુસ (નાજીયા અસલમી) સાથે તેને ઉપરી બનાવી સોળ ઊંટ ( પોતાના તરફથી કુર્બાની તરીખે) મકકે મોકલ્યા કે ત્યાં પોંહોચ્યા પછી ઝુબેહ કરે (કાપે) (છેવટ સુધી) (મઝાહેરે હક જીલ્દ ૨જી કિતાબુલ મનાસિક પાનું ૩૮૪).

૧૫ ઉમ્મુલ મોમેનીન આયશા (રદી) થી રિવાયત છે કે તેવણે કહયું કે "હઝરત નબી (સલ) એ એક વખતે બકરાં **હદી** તરીખે તેઓના ગળાઓમાં હારો નાંખીને મોકલ્યાં" (મઝાહેરે જીલ્દ ૨જી પાનું ૩૮૩) આ હદીસમાં **હદી** જે શબ્દ છે તેના અર્થ જાણવા જોઇએ. એ શબ્દ તે ચોપગાં સઘળાં જાનવરોને માટે વપરાય છે કે જે જનાવરોને, લોકો સવાબ[પુનઃ] મેળવવા માટે, મકકા શરીફમાં ઝુબેહ કરે છે. પછી તે બકરી હોય, દુંબો હોય, ઘેટું હોય, ગાયો હોય, બળદ, ભેંસ, કે ઉંટ હોય (જુઓ મઝાહેરે હક જીલ્દ ૨જી કિતાબુલ મનાસિક પાનું ૩૮૨)..

૧૬ હઝરત અનસે [રદી] નબી (સલ) થી રિવાયત કીધી છે કે "આપે (સલ) ફરમાવ્યું કે જે માણુસે (બકરીદની) નમાઝ આગળ કુર્બાની કીધી હોય તેણે ફરીથી (બીજી) કુર્બાની કરવી જોઇએ ત્યારે એક માણુસે (હઝરત અબુબરદા (રદી) એ) કહયું આ રસુલુલ્લાહ એ દહાડે તો માંસ ખાવાનો (સઘળાઓને) શોખ હોય છે અને પોતાના પાડોશીયોની હાલત બયાન કીધી (કે તેઓ ઘણા ગરીબ છે. તેથી મેં નમાઝ આગળ બકરી કાપી તેઓને માટે માંસ ખાવા માટે મોકલ્યું) આપે (સલ) તેઓનો ઉઝર કબુલ રાખ્યો કે તરતજ, તેવણે કહયું મારી પાસે એક વરસની એક એવી બકરી છે (કે જે) બે બક-

રીઓ કરતાં સારી છે આપે (સલ) તેને (તેજ બકરી કાપવાની) રજા આપી હું જાણુતો નથી કે બીજા કોઇને એવી રજા છે કે નથી. મતલબ એ કે નમાઝ પઢયા પછી આપ (સલ)એ મેંઢાઓ તરફ ગયા અને તેઓને ઝુબેહ કરી નાંખ્યાં (બીજા) લોકો પણ બકરીઓના ટોળા તરફ ફરી વળ્યા અને તેઓને ઝુબેહ કરી નાંખી. (તયસીરૂલ બારી કિતાબુલ અદાહી પારો ૨૩ પાનું ૩૬).

નંબર ૧૩ અને ૧૪ની હદીસથી સંખ્યાબંધ ઉંટોની કુર્બાની તે પણ મકકા શરીફમાં પોતાને હાથે અથવા કોઈની મારફતે તેજ હજના પવિત્ર દિવસોમાં કરવી, મદીના શરીફમાં બકરીદને દહાડે પોતે પોતાના હાથે, કાપવાના જાનવરો ઉપર પગ મુકી તકબીર કહી કાપવું, મેંઢાઓને કાપવાં ૧૫મી હદીસથી સંખ્યાબંધ બકરાં તેપણ વળી હાર થકી શણગારી ખાસ મકકામાં ધર્મના તેજ પવિત્ર દિવસોમાં કાપવા માટે મોકલવાં, અને ૧૬મી હદીસથી મકકા મદીના શરીફ જેવા પાક સ્થળોમાં તેપણ આવા ધર્મના મહાન આગેવાનોને સઘળાઓને બકરીદને દહાડે માંસ ખાવાનો શોખ હોવો, તેને ખાવા માટે શોખમાંને શોખમાં એટલી બધી જલદી કરવી, ખાસ બકરી કાપવાની રજા, અને છેવટે તમામ લોકોએ પેગંબરસાહેબના દેખતાં સેંકડો બકરી કાપીનાંખી અને તેવણે પોતે એ મેંઢાં કાપ્યાં સાબેત થાય છે. એ ચારે હદીસોમાં **પેગંબર સાહેબના ફરમાનો** લખનારનો પાના ૧લાનીર૦માથી ૨૬મી લીટી સુધી બધી વાતોનો રદ થઇ જાય છે.

૧૭ હઝરત મિસવર (રદી) થી રિવાયત છે કે "રસુલુલ્લાહે (સલ) પેહલાં નહર (કુર્બાની) કીધો (કાપી) અને પછી માથું મોડાવ્યું અને સહાબાઓ (રદી) ને પણ તેમજ કરવાનો હુકમ આપ્યો" (તયસીરૂલબારી પારો ૭ પાનું ૬૩). આ હદીસ મેં એટલાજ માટે લખી કે મકકાની હદમાં જાનવરો પોતે કાપવાનો અને બીજાઓને તેમ કરવાનો પેગંબર સાહેબનો ફરમાન જાહેર થાય

૧૮ હજરત સલમા બિન અકવા (રદી) થી રિવાયત છે કે નબી (સલ) એ ફરમાવ્યું "તમારામાં નો જે કોઇ કુર્બાની કરે તો (કુર્બાની કીધા પછી નો) ત્રીજો દહાડો પૂરો થતાં સવારે તેના ઘરમાં તે માંસમાંથી કંઇ બાકી રહી જવું ન જોઇએ (પોતે ખાય અને તે મુદત દરમ્યાન ગરીબોને વહેંચી દીએ). બીજે વર્ષે એમ બન્યું કે લોકો એ પૂછ્યું એ અલ્લાહના રસૂલ (સલ)! આ વર્ષે પણ અમે ગયા સાલ પ્રમાણેજ કરીએ કે? (એટલે કુર્બાનીના માંસને ત્રણ દહાડામાં વહેંચી નાંખીએ તેમાંથી કંઈ પણ રહેવા દઇએ નહીં). આપે (સલ) ફરમાવ્યું (ના, એમ કરશો નહીં પણ હવેથી) તમે પોતે ખાઓ, ખવડાવો અને (આખા વરસને માટે) એકઠું કરી (સુકવી) રાખો (એનો તમને અખત્યાર છે). તે વર્ષે તો (મેં એટલા માટે એ હુકમ આપેલો કે દુકાળને લીધે) લોકો સખત અડચણમાં હતા **તેથી કરીને** * (એ હુકમ આપવાથી) મારી ઇચ્છા એ હતી કે (એ ગોશ તેઓને જલદીથી વહેંચી દઇ) તમે તેઓ (ગરીબો) નીતે (દુકાળની) હાલતમાં મદદ કરો." (તયસીરૂલ બારી પારો ૨૩ પાનું ૩૮ કિતાબુઝ ઝબાએહ). આ હદીસથી કુર્બાનીના દરેક તરેહના જાનવરોનું માંસ પોતે ખાવાનો, ગરીબો, અમીરો સૌને આપવાનો ખવડાવવાનો અને તેને સુકવી અથવા મીઠું લગાડી તે સારો રહે તેટલી મુદત ખાવાને માટે એકઠું કરી રાખવાનો, ધર્મના ખાસ દિવસોમાં અથવા તે સિવાયના બીજા દિવસોમાં વાપરવાનો ખુલ્લે ખુલ્લો હુકમ સાબેત થયો. તેમજ જે હદીસમાં એ માંસ માત્ર ત્રણજ દહાડા વાપરવાનો હુકમ દેવાયલો તે હુકમ આપવાનું કારણ, અને હવે તે હુકમ હંમેશ માટે નથી એમ જાહેર થઈ ગયું.

૧૯ હઝરત જાબેર બિન અબદુલ્લાહ (રદી) થી રિવાયત છે કે તેવણે કહયુ "નબી (સલ) ના જમાનામાં અમે કુર્બાનીઓના માંસને હદીયા તરીખે મદીના (શરીફ) સુધી લઇ આવતા" (તૈ-

* તઅકીબના "ફે"ના બંધબેરતા અર્થ "તેથી કરીને" કરવામાં આવ્યા જેને માટે આગળ વર્ણન આવશે.

સીરૂલ બારી, પારો ૨૩ પાનું ૩૭) કિતાબુલ અદાહી આ હદીસથી એક શેહેરથી બીજે શેહેર દોસ્તોને હદીયા તરીખે આપવા કુરબાનીનું માંસ લઇ જવું ખુલ્લી રીતે સિદ્ધ થયું.

૨૦ ઉમ્મુલમોમેનીન હઝરત આયશા (રદી) થી રિવાયત છે કે "કુર્બાનીના માંસને મીઠું લગાડી અમે (સુકવી) રાખતા અને મદીના શરીફમાં જનાબ નબી (સલ)ની સામે (ખાવા માટે) મુકતા (છેવટ સુધી)." આ હદીસથી કુર્બાનીનું માંસ સુકવવું, તેને મીઠું લગાડવું, પોતે ખાવું હદીયા તરીખે બીજાને ખવાડવું સાબેત થયું. (તસીરૂલ બારી, પારો ૨૩, પાનું ૩૮)

૨૧ હઝરત (અબદુલ્લાહ) બિન ઓમર (રદી) થી રિવાયત છે કે "(ઇદને દહાડે નમાઝ પછી) રસુલુલ્લાહ (સલ) ઇદગાહમાંજ (જાનવરોને) ઝુબેહ કરતા અને નેહર (પણ ત્યાંજ) કરતા" (મઝાહેરે હક જીલ્દ ૧લી બાબ સલાતુલ ઇદન પા૦ ૪૭૦) આ હદીસથી સાબેત થઇ ગયું કે કંઇ રોકાણ નહીં હોય તો બાયરા વિગેરેમાં અથવા બંધ ઘરમાં નહીં પણ ખુલ્લી જગ્યામાં કુર્બાની કરવી જોઇએ તેમજ બનતાં સુધી નમાઝ પછી જલદી કુર્બાની કરવી જોઇએ.

૨૨ હઝરત અસમા બિન્તે અબીબકર (રદી) થી રિવાયત છે કે "નબી (સલ) ના જમાનામાં અમે એક ઘોડો (ખાવાને માટે) નહર કીધો અને અમે તેનું માંસ ખાધું" એજ પાનાની બીજી હદીસમાં અસમા (રદી) થી રિવાયત કરવામાં આવી છે કે "રસુલુલ્લાહ (સલ) ના (મુબારક) જમાનામાં અમે એક ઘોડો ઝુબેહ કીધો અને અમે તે વખતે મદીનામાં હતા અને અમે તે(નુ માંસ) ખાધું" જાનવરનો વધ બે પ્રકારે થાય છે. (૧) ગળાના ઉપલા ભાગને છરી વતી કાપવું. (૨) છરી કે ભાલાવતી જાનવરના ગળાનો છેક નીચેનો ભાગ ભેદી કાઢવો (તૈસીરૂલ બારી પારો ૨૩, પાનું. ૧૮ કિતાબુઝ ઝબાએહ) આ હદીસથી જાનવરોનો વધ બંને પ્રકારથી તેમજ તેનું ખાવું સાબેત થઈ ગયું. હનફી મઝહબમાં ઘોડાનું માંસ મકરૂહે તનઝીહી છે એટલા માટે કે લડાઇઓમાં જરૂરની ચીજ છે તેથી તેને કાપવું ઠીક નથી પણ હરામ નથી. (જુઓ ગાય ના અવતાર જીલ્દ ૪થી પાનું ૧૭૬ કિતાબુઝ ઝબાએહ)

૨૩ અમીરૂલ મોમેનીન હઝરત અલીયે મુર્તઝા (કરમ) થી રિવાયત છે કે "રસુલુલ્લાહે (સલ) મને હુકમ કીધો કે હું આપ (સલ. ની કુર્બાની) ના ઉંટોની દેખરેખ રાખું અને, (કુર્બાની કીધા પછી) તેઓના માંસને, ચામડાંઓને અને ઝુલોને ગરીબોને વહેંચુ (છેવટ સુધી)". **પેગંબર સાહેબના ફરમાનો લખનારે હઝરત** અલી (રદી) નો અધુરો ગેર માતબર એક કોલ પાના ૧લાની શરૂઆતમાં લખ્યો છે. તેના રદમાં આ માતબર હદીસ બસ છે કે **હઝરત અલી (રદી) જાનવરો કાપવા અને તેનું માંસ ચામડું વિગેરે વહેંચવાપર પેગંબર સાહેબ તરફથી નીમાયા હતા,** પછી તેવણ માંસ ખાવાથી મના કેવી રીતે કરે? (મઝાહેરે હક જીલ્દ ૨૭ કિતાબુલ મનાસિક બાબુલ હદી પાનું ૩૮૫). *

---

* ગોશ્ત ખાવાના જાનવરોને કાપવાના હઝરત અમીરૂલ મોમેનીનના બીજા બે સાચા ફરમાનો એ બાબતના ટેકા તરીકે અત્રે નકલ કરૂં છું. (૧) "આરબસ્તાનના ખ્રિસ્તિઓના કાપેલા જનાવરનું માંસ ખાવામાં કંઈ પણ હરકત નથી. પણ જો ઝુબેહ કરતી વખતે તેને અલ્લાહ સિવાય કોઈ બીજા, હઝરત ઈસા મસીહ (અલ.)નું અથવા હઝરત મરયમ (રદી)નું નામ લેતાં તેં સાંભળ્યું હોય તોજ તું તેના માંસને નહીં ખા અને જો તેં સાંભળ્યું નહીં હોય તો અલ્લાહ પાકે તે જનાવરોના ગોસ્તને ખાવું હલાલ રાખેલું છે. અને તેઓ (ખ્રિસ્તિઓ) કાફેર છે તે અલ્લાહ જાણેજ છે" (૨) "જો ઉંટ કુવામાં પડી જાય તો કોઈ પણ ઠેકાણેથી તેને ઘાયલ કરવું દુરસ્ત છે" (ખાસ ગળા આગળથીજ નહર કરવાની કંઈ જરૂર નથી. તેનું ઘાયલ કીધેલું ખાવું જાયઝ છે. (તૈસીરૂલબારી કિતાબુઝ ઝબાએહ પાનું ૧૬, ૧૭, પારો ૨૩).

૨૪ હઝરત અબુ કતાદા (રદી) થી રિવાયત છે કે "(મક્કાની ક્રિયા કરવા માટે મદીનાથી જતાં) હું જનાબ નબી (સલ)ની સાથે હતો મારા સિવાય બધા લોકોએ એહરામ બાંધેલાં હતાં. હું એક ઘોડા ઉપર સવાર હતો (અને શિકાર મારવાને માટે) પહાડો પર ચઢી જવાની મારી ટેવ હતી. મક્કા અને મદીનાની વચ્ચે હું એવી હાલતમાં હતો એટલામાં મેં જોયું કે લોકો કોઈ ચીજને નીહાળીને જોઈ રહેલા છે. મેં પણ (ત્યાં) જઇને જોયું તો જણાયું કે એક ગોરખર (નામનું ચોપગું જનાવર જઇ રહેલું) છે. લોકોને મેં પુછ્યું કે આ શું છે? તેઓએ કહયું કે અમે જાણતા નથી મેં કહયું એ તો ગોરખર છે. તેઓએ કહયું તમે જે જોયું તેજ હશે. (ઘોડાપર સવાર થતી વખતે) હું મારો ચાબક લેવા ભુલી ગયો હતો. મેં તેઓને કહયું કે મારો ચાબક જરા દઈ દેશો તેઓએ કહયું કે એ કામમાં અમે તમારી મદદ કરશું નહીં * મેં પોતે (ઘોડાપરથી) ઉતરીને ચાબકો લીધો અને (સવાર થઇ) તે (ગોરખર)ની પાછળ ઘોડો દોડાવ્યો. થોડીજ વારમાં મેં તેને ઘાયલ કરી દીધો (અને ઝુબેહ કરી નાંખ્યો) પછી હું (પાછો) તે લોકો પાસે આવ્યો અને તેઓને કહયું કે ચાલો (તેને ત્યાંથી) ઉંચકી લાવો. તેઓએ કહયું કે (એહરામમાં હોવાને લીધે) અમે તેને અડકશું પણ નહીં. છેવટે હું પોતેજ જ્યારે તેઓની પાસે ઉઠાવી લાવ્યો ત્યારે તેઓમાંના કેટલાકે તો તેનું માંસ ખાધું અને કેટલાકે (એહરામની હાલતમાં **શિકારનું માંસ** ખવાય કે નહીં એવા શકને લીધે) ખાવાની ના પાડી. મેં તેઓને કહયું હું જનાબ નબી (સલ) થી એ વાત (મસઅલો) પુછીને હમણાં આવું છું. (હું આગળ વધ્યો) અને આપ (સલ) ની સાથે મુલાકાત કરી એ બીના આપને કહી સંભળાવી આપે મને પુછ્યું શું તે (ના માંસ) માંથી તમારી પાસે હજી કંઇ બાકી છે? (તો લાવો અમે પણ ખાશું). મેં કહયું જીહા! (હજી ઘણું બાકી છે) આપે (સલ) ફરમાવ્યું (તેને સારી પેઠે) ખાઓ કેમકે તે ખોરાક ખોદા પાકે તમારા ખાવા માટેજ મોકલ્યો છે". (તૈસીરૂલબારી પાનું ૯ કિતાબુઝ ઝબાએહ પારો ૨૩).

* એહરામ બાંધેલા માણસોને જયાં સુધી એહરામ ઉતારે નહીં ત્યાં સુધી શિકાર કરવું અથવા શિકાર કરનારની મદદ કરવી હરામ છે. તેથી તેઓએ ના પાડી. પણ એહરામ નહીં બાંધેલો માણસ શિકાર કરીને લાવે તે તેઓને ખાવું એક મતે દુરૂસ્ત છે.

આ હદીસથી (૧) શિકાર કરવો, (૨) શિકાર માટે પહાડો જંગલોમાં જવું, [૩] જેણે એહરામ ન બાંધેલું હોય તેવા માણસે (હાજીએ) શિકાર કરવો, [૪] મક્કા અને મદીનાની જે હદો છે તે બહાર શિકાર કરવો, (૫) એહરામ બાંધેલા માણસે અથવા નહીં બાંધેલા માણસે એટલે દરેક તરેહના હાજીએ, દરેક તરેહનું માંસ, શિકારનું હોય અથવા ઘર આગળ કપાયલા જાનવરનું હોય અથવા બજારમાં વેચાતું હોય કે કુર્બાનીનું હોય, ખાવુ, એટલુંજ નહીં પણ મક્કા મદીનામાં શિકાર કરીને હાજીઓને માટે રસ્તામાં કોઇ હદીયો મોકલે તો તેને ખોદાપાક તરફથી તેઓને ખાવા માટે મોકલાવેલું સિધ્ધ થાય છે. અને **પેગંબર સાહેબના ફરમાનો** લખનારાની "અલ્લા મક્કા શરીફમાં શિકારની મનાઇ કરે છે" અને "મક્કા શરીફની યાત્રાએ જાઓ ત્યારથી જયાં સુધી પાછા ફરો નહીં ત્યાંસુધી રોજા રાખો જાનવરોને મારો નહીં," વાતોનો ખુલ્લો રદ થઇ ગયો કે એમાં રોજા પણ નહીં રખાયા, હાજીઓએ શિકાર કીધો, ખાધો, અને તેઓને એવી હાલતમાં માંસ ખાવાનો ખુલ્લો હુકમ પેગંબર સાહેબે (સલ) "(તેને સારી પેઠે જરા પણ આંચકો વગર) ખાઓ" એ શબ્દોમાં આપ્યો.

**પેગંબર સાહેબના ફરમાનો લખનારે** પેહેલ્લુંજ વચન હઝરત અલી (રદી) નું લખેલું તેટલા માટે એક હદીસ નંબર ૨૩ની ઉપર લખી મેં તેનું ખનડન કીધું પણ હવે કુર્બાનીનું ગોશ ખાવાનો ખુલ્લો હુકમ અને કુર્બાનીઓ

કરવાને માટે તેવણુને ખુલ્લો હુકમ પણુ અત્રે લખું છું જેથી "જેવો સવાલ તેવો જવાબ"ની કહેવત ખરી પડે:—"અબુ ઉબૈદે (રદી) કહયું પછી મેં હઝરત અલી બિન અબી તાલેબ (રદી) ની સાથે (બકર) ઇદ કીધી તેવણે પણ નમાઝ પહેલાં ખુત્બો પઢયો અને કહયું (ઓ લોકો!) રસુલુલ્લાહે (સલ) કુર્બાનીનું માંસ તમને ત્રણ દહાડાથી વધારે દિવસ રાખવા મનાઇ કીધી છે" (તૈસીરૂલબારી, કિતાબુલ અદાહી પારો ૨૩, પાનું ૩૯) એ મના કરવાનું કારણ નંબર ૧૮ની હદીસમાં ઉપર આવી ગયું. કુર્બાનીનું માંસ ખાવા વહેંચવા નો હઝરત અલી (રદી) એ ઇદને દહાડે લોકોને ખુત્બો પઢી (ઉંચી જગ્યાએ ઉભા રહી ઉદેશી) ને હુકમ આપ્યો એથી વધારે માંસ ખાવાને અને કુર્બાની કરવાને માટે હઝરત અલી (રદી) ના વચન વાસ્તે બીજો કયો પુરાવો સારો હશે હવે બીજો હુકમ સાંભળો:—"ઇમામ માલેકે (રદી) કહયું કે મને હઝરત )અમીરૂલ મોમેનીન અલી (યે મુર્તઝા કર) થી હદીસ પોંહચી કે નહર [બકરીદ] ના દિવસ પછી (બીજા) બે દિવસ કુર્બાની કરવાના છે" (મઝાહેરે હક, જીલ્દ ૧લી કિતાબુસ સલાહ, બાબ ફિલ ઉદહીયા પાનું ૪૮૧). જેથી ઇદને દહાડે અને તે પછીના બે દિવસ સુધી કુર્બાની કરવાનો ખુલ્લો હુકમ હઝરત અલી સાહેબ (જેમકે પેગંબર સાહેબના ફરમાનો-વાળાએ લખ્યું છે તેવણ)ના ફરર્માનથી સાબેત થયો.

"પ્રાણી પોકાર" ચોપડીના રચનારે શિઆ-પંથવાળાઓ ઉપર પાના ૪૮માં હુમલો કીધો છે કે તેઓ બિલકુલ માંસ ખાતા નથી વિગેરે વિગેરે તેને માટે તેમજ કુર્બાની કરવા માટે શિઆ-પંથની માનિતી કિતાબો **હુલયતુલ મુત્તકીન, તોહફતુસ સાએદીન, તોહફએ અહમદીયા** પરથી ચુંટી કઢાયલી કેટલીક દલીલો અત્રે નકલ કરું છું;— ૧ હઝરત ઇમામ જાફરે સાદિક (રદી) થી રિવાયત છે કે "ગોસ્ત ખાવાથી શરીરમાં ગોસ્ત પેદા થાય છે. જે કોઇ ચાળીશ દિવસમાં એક દિવસ પણ ગોસ્ત ન ખાય તો તેનો સ્વભાવ ખરાબ થઇ જાય છે." ૨ હઝરત ઇમામ મોહંમદ બાકિર (રદી.)થી રિવાયત છે કે કોઢની બીમારી માટે ગાયના ગોશ્ત સાથે ચુકંદર(નામની તરકારી) રાંધીને ખવાડવી. ૩ હઝરત અમીરૂલ મોમેનીન અલીયે મુર્તઝા (કરમ)થી રિવાયત છે કે કમતાકાત ને માટે ગોસ્તને દુધમાં રાંધીને ખાય. ૪ **હઝરત-અલી** શેરે ખોદા (કરમ) દર વર્ષે એક દુંબો **કુર્બાની કરીને** ફરમાવતા કે ઓ અલ્લાહ પાક! આતારા પૈગમ્બર (સલ.) તરફથી છે. અને બીજો દુંબો પોતાને માટે કાપીને ફરમાવતા કે ઓ ખોદા પાક આ (કુર્બાની) મારા તરફથી કબુલ કર. હવે જાહેર છે કે દરેક (શિયાપંથવાળો મુસલમાન પોતાના ઇમામોની આવી ખુલ્લી દલીલો હોવા છતાં તે વિરૂદ્ધ કેમ ચાલશે અને તેને હરામ કે નાજાયઝ કેમ ગણુશે? (**નેઅમત**. ભાવનગર, ઇસ્ના અશરી પ્રિંટીંગ પ્રેસમાં ૧૩૩૧હી.માં છપાયલી, પાનું ૩, ૨૯).

## શિકારને માટે * હઝરત પેગંબર

* "તેઓ તને પુછે છે કે તેઓને માટે શું (કયું કયું ગોસ્ત) હલાલ કરવામાં આવ્યું છે. (આપ ઓ મોહંમદ! (સલ) કહો કે (જે જનાવરોને ખોદા-પાકનું નામ દઈ ઝુબેહ કીધાં હોય તેનું) પાક (ગોસ્ત) ચીજો તમારે માટે હલાલ છે. અને તેમજ તમારે માટે તમારા કેળવેલાં શિકારી જનાવરો (ચોપગામાં કુત્રા અને ચિત્તા અને પક્ષીઓમાં બાજ, શકરા)એ પકડેલાં પ્રાણીઓ [નું માંસ ખાવું હલાલ છે] કે જે શિકારી જાનવરોને કેળવણી આપીને જેમ ખોદાએ તમને શીખવ્યું છે તેમ તમે તેઓને શીખવો છો (કે જ્યારે તમે શિકાર પાછળ તેને મોકલો ત્યારેજ તે જાય અને પાછું બોલાવી લેવાથી પાછું આવે અને પકડેલા શિકારને ફકત પકડી રાખે પોતે તેમાંથી કંઈ ખાય નહીં)..પછી જે [શિકાર] તેઓ તમારે માટે પકડે છે તેમાંથી (પાક અને હલાલ ચીજ) ખાઓ અને (શીખવેલા પ્રાણીને શિકારપર મોકલતી વખતે) તેનાપર ખોદાનું નામ લ્યો (બિસ્મિલ્લાહે અલ્લાહો અકબર કહીને) અને (ખાવામાં જે માંસ હરામ હોય તેને માટે) ખોદાથી ડરો. ખરેખર ખોદા જલ્દી હિસાબ લેનાર છે". સુરએ માએદા આયત ૪૭ પારો ૬, ઈસફેહાની સાહેબનો કુર્આનનો તરજુમો પાનું ૨૧૬ અને તફસીરે હુસેની પાનું ૧૩૭ જીલ્દ ૧લી). શીખવેલા શિકારી જાનવરોથી દરેક ચોપગા જાનવરના અને પક્ષિઓના શિકાર માટે તમામ મુસલમાનોને પરવાનગી અને તેને પાક અને હલાલજ સમજી વગર આચકે ખાવાનો ખોદાપાકનો હુકમ.

**સાહેબના સાચા ફરમાનો.**

**૨૫ હઝરત અબુ સઅલબા ખુશની (રદી)થી રિવાયત છે કે જયારે તેવણે તીર કામઠાથી અને શિકારી કુત્રાથી શિકાર કરવાને માટે પુછ્યું તો આપે (સલ) ફરમાવ્યું કે "તીર કામઠાથી જો તું બિસમિલ્લાહ કહીને શિકાર કરે તો તેને તું** ખા અને (શિકાર કરતાં સારી પેઠે) શીખવેલા કુતરાને **બિસમિલ્લાહ** કહીને તેં શિકારપર છોડેલો **હોય તો (તેના) શિકારને** તું ખા અને (શિકાર **કરતાં** નહીં શીખવેલા કુત્રાના શિકારને તે વખતે ખા કે જયારે તું તેને ઝુબહ કરી લીએ" (તેસીરૂલ-**બારી, પારો** ૨૩ કિતાબુઝ ઝબાએહ પાનું ૩). **આ હદીસથી** જંગલના તમામ હલાલ જનાવરોનો **શિકાર ખાવાનો, તીર** કામઠા વિગેરેથી શિકાર **કરવાનો, શિકારના** જાનવરને ઝુબેહ કરવાનો **(કાપવાનો),** તેને માટે તીર કે કુત્રો છોડતી વખતે **બિસમિલ્લાહ** પઢવાનો, નહીં શીખાડેલા કુત્રાના **શિકારને** ઝુબેહ કરવાનો ફરમાન ખુલ્લો જણાયો.

૨૬ ઉમ્મુલમોમેનીન હઝરત આયશા (રદી) થી રિવાયત છે કે "કેટલાક લોકોએ જનાબ નબી (સલ) ની જનાબમાં અરજ ગુજારી કે કેટલાક ગામડીઆ (મુસલમાનો) અમારી પાસે માંસ (વેચવા) લાવે છે અમે નથી જાણતા કે તે (જે જનાવરનું માંસ છે તેને કાપતી વખતે) તેના ઉપર બિસમિલ્લાહ (તેઓએ) પઢી છે કે નહીં. ત્યારે આપે (સલ) ફરમાવ્યું કે [તેના ખાવામાં કંઇ હરકત નથી] તમે તેનાપર બિસમિલ્લાહ કહીને તેને ખાઇલો" [તૈસીરૂલબારી, પારો ૨૩, પાનું ૧૬ કિતાબુઝ ઝબાએહ]. આ હદીસથી સાબેત થયું કે કાપનાર માત્ર મુસલમાન હોવો જોઇએ, ભણેલો અભણ, ગામડીઓ શેહેરી ગમેતે હોય તેની પાસેથી વેચાતું લો અને ખાઓ ખાવાને માટે ભણેલા કે અભણ ગમે તેવા મુસલમાન ખાટકીઓ પાસેથી વેચાતું લઇ માંસ ખાવાનો ખુલ્લો ફરમાન સિદ્ધ થયો.

**૨૭ હઝરત અબદુલ્લાહ (બિન ઉમર રદી) થી** રિવાયત છે કે "કઅબ બિન માલેક [રદી] ની (એક) લોંડી (દાસી) **સલઅ** નામની ટેકડી જે મદીના [શરીફ] ના બજારમાં છે. તેની ઉપર બકરાં ચારતી હતી. એકાએક એક બકરીને કંઈ ઇજા થઇ (અને તે મરવા લાગી) ત્યારે તે લોંડીએ એક પથ્થર તોડીને [તેની ધારવતી] તેને ઝુબેહ કરી નાંખી. એ બિના જનાબ નબી [સલ] ની જનાબમાં લોકોએ અરજ કીધી ત્યારે આપે તેનું માંસ ખાવાનો લોકોને હુકમ દીધો" (તૈસીરૂલ બારી પારો ૨૩, કિતાબુઝ ઝબાએહ પાનું ૧૫). આ હદીસથી નોકરને હાથે, તેમજ ઓરતને હાથે જાનવર ઝુબેહ થવું અથવા કરાવવું, છરી સિવાય બીજી ધારવાળી વસ્તુથી કાપવું જાયઝ, તેમજ કુર્બાની સિવાય એમજ ખાવાને માટે જાનવરો ઝુબેહ કરવાં અને તેઓનું માંસ ખાવું એ સઘળાને માટે ખુલ્લો ફરમાન જાહેર થયો.

૨૮ હઝરત રાફેઅ બિન ખદીજ [રદી] થી રિવાયત છે કે "તેવણે પુછ્યું કે યા રસુલુલ્લાહ! અમારી પાસે [ખાવાને માટે જાનવરોને ઝુબેહ કરવા વાસ્તે] છરીઓ નથી (અમે કઇ ચીજથી તેઓનો વધ કરીએ?). આપે (સલ) ફરમાવ્યું (તું) એવી [ધારવાળી] ચીજથી (તે જાનવરોને કાપ) કે જે (ધારવાળી) ચીજ (થી તે જાનવરનું) લોહી વહી જાય (પછી તે પત્થર હોય, વાંસ કે લાકડું હોય કે લોઢું હોય) અને (તે જાનવરને કાપતી વખતે તેનાપર) અલ્લાહનું નામ લે, પછી [તે જાનવરનું માંસ] ખા. (પણ) તે કાપનારી વસ્તુ દાંત અને નખ નહીં હોવા જોઇએ. કેમકે નખ તો સિદ્દી (હબશી negroes)ની છરીઓ છે (તેઓ મોટા નખ રાખી જાનવરોને તેનાથી ઝુબેહ કરે છે. માટે તેઓની મુશાબેહત [સરખું કામ] નહીં કરો) અને દાંતતો હાડકું છે (અને હાડકાંથી જાનવર ઝુબેહ કરવું જાયઝ નથી)" (કેમકે તેમાં ફાડી ખાનારાં જનાવરોની મુશાબેહત પણ છે) (તૈસીરૂલબારી, પારો ૨૩, કિતાબુઝ ઝબાએહ પાનું ૧૫). આ હદીસમાં જાનવરોને સામાન્ય વખતે

ખાવાનો, છરી નહીં હોય તો કઇ ધારવાળી વસ્તુથી ઝુબેહ કરવાનો અને કઇ કઇ વસ્તુથી ઝુબેહ નહીં કરવાનો, અને કુર્બાની સિવાય બીજા દિવસોમાં પણ પેટ ભરવાને માટે માંસ ખાવાનો જાનવરોને કાપવાનો, કાપતી વખતે ખોદાપાકનું નામ લેવાનો ખુલ્લો ફરમાન છે.

૨૯ હઝરત અનસ બિન માલેક (રદી) થી રિવાયત છે કે "(મકકાની પાસે જે જગ્યાનું નામ) "મર્ર્ઝ ઝહરાન" [છે તે જગ્યા] માં એક સસલાને અમે ભડકાવ્યો લોકો તેની પાછળ દોડયા (પણ તે પકડાયો નહીં) અને તેઓ થાકી ગયા. હું તેની પછાડીજ રહયો તે એટલે સુધી કે તેને પકડી અબુ તલહા (રદી) ની પાસે લાવ્યો તેમણે (તેને ઝુબેહ કરી) તેની રાનો અને ઢગરા જનાબ નબી (સલ) ની જનાબમાં હદીયા તરીખે મોકલ્યાં આપે [સલ] તે કબુલ રાખ્યાં" આ હદીસથી મકકા શરીફ પાસે શિકાર કરવો સસલાનો શિકાર, તેનું માંસ હદીયો મોકલવો બીજાએ હદીયા તરીખે આવેલું માંસ કબુલ રાખવું. ખાવું, બધી વાતો સિદ્ધ થઇ. (તૈસીરૂલ-બારી કિતાબુઝ ઝબાએહ પારો ૨૩ પાનું ૮).

૩૦ હઝરત અબુમુસા અશઅરી [રદી]થી રિવાયત છે કે "મેં નબી (સલ) ને મરઘી (નું માંસ) ખાતા જોયા" તૈસીરૂલબારી, પારો ૨૩, કિતાબુઝ ઝબાએહ પાનું ૨૦). આથી મરઘી ખાવી મુસલમાનોને દુરસ્ત છે ખુલ્લી રીતે સાબેત થયું.

## દરિયા નદી વિગેરે પાણીમાંના જનાવરો ખાવાના હઝરત પેગંબર સાહેબ (સલ) ના સાચા ફરમાનો.

૩૧ હઝરત જાબેર [રદી] થી રિવાયત છે કે રસુલુલ્લાહે [સલ] ફર્માવ્યું કે "દરિયામાં કોઇ જનાવર એવું નથી કે જે ખોદાપાકે બની આદમ (માણસ) ને માટે ઝબેહ (વગર કાપે તેને ખાવું હલાલ) ન કીધું હોય" [મઝાહેરેહક જીલ્દ ૩જી, કિતાબુસ સૈદ, પાનું ૪૩૯]. આ હદીસ ઉપરથી સુન્ની પંથના ચાર મઝહબોના ઇમામોના મતફેર પ્રમાણે દરેક મઝહબમાં પાણીમાંના જે પ્રાણી ખાવાં જાયઝ હોય તે પ્રાણીઓને ઝુબેહ કીધા વગર ખાવું સાબેત થાય છે.

૩૨ હઝરત (અબદુલ્લાહ) ઇબ્ને ઉમર [રદી] રિવાયત છે કે રસુલુલ્લાહે (સલ) ફર્માવ્યું કે "અમારે માટે બે મડદાં (મુએલાં પ્રાણીઓ કાપ્યા વગર ખાવાને માટે) હલાલ થયા અને બે લોહી * (પણ ખાવા હલાલ છે) બે મડદાં (માં એકતો) માછલી અને (બીજી) તીડ છે. અને બે લોહી (માં એકતો) કાળજું અને (બીજી) તલ્લી છે" (મઝાહેરેહક જીલ્દ ૩જી કિતાબુસ સૈદ પાનું ૪૪૮) આ હદીસથી માછલાં અને તીડ ખાવાં તે પણ ઝુબેહ કીધા વગર સાબેત થાય છે અને તેને માટે આ ખુલ્લો ફર્માન છે.

૩૩ હઝરત (અબદુલ્લાહ) ઇબ્ને અબી આફા (રદી) થી રિવાયત છે કે "અમે જનાબ નબી (સલ) ની સાથે છ કે સાત લડાઇઓમાં હતા. (અને] અમે આપ (સલ) ની સાથે તીડો ખાતા હતા" ઝુબેહ કીધાવગર તીડ ખાવાનો બીજો હુકમ ખુલ્લા શબ્દોમાં આ હદીસથી જાહેર થયો. અહીં સુધી, "પેગંબર સાહેબના ફરમાનો" લખનારના રદમાં અલહમ્દોલિલ્લાહ, હુઝુરે પુનૂર જનાબ પૈગમ્બરે આખેરૂઝઝમાં (સલ) ના, મુસલમાનોને માટે, જરૂર જોગા સાચા ફરમાનો, દરેક નામઝ પછી પઢાતી તસબીહ, તહમીદ, તકબીરની ૩૩ વખતની ગણતરી પ્રમાણે લખ્યા પછી એક જરૂરનું યોગ્ય લખાણ વાંચક વર્ગ આગળ રજુ કરી તેઓની પ્રસન્નતા મેળવવા ઇચ્છું છું. અસ્તુ.

**પેગંબર સાહેબના ફરમાનો લખનાર** મજકુર ચોપાન્યાના પાના ૩જાની ૩૫મી લીટીમાં "પરન્તુ નવાઈ જેવી વાત છે કે જે શરીર મળ મુત્ર વગેરેથી ઉત્પન્ન થાય છે એનાં માંસને ખાવામાં એમને (એટલે મુસલમાનોને) તિરસ્કાર ઉત્પન્ન થતો નથી" જે લખે છે એને માટે

* કેમકે વહેતા લોહીને ખાવું કુર્આનમાં હરામ ફરમાવેલું છે.

પંજાબ પ્રાંતમાં આવેલા ગુજરાનવાલા શેહેરના રહેવાશી, આખા હિંદુસ્થાનમાં પ્રખ્યાત, અજ્ઞાન તિમિર ભાસ્કરના કર્તા શ્રી ૧૦૦૮ વિજયાનંદ-સુરી આત્મારામજી માહારાજની પ્રખ્યાત ચોપડી **જૈનતત્વાદર્શ**... 

**ભીમજ્ઞાન ત્રિંશિકા** વાંચી મને પણ ઘણી નવાઇ જેવી એ વાત લાગી કે હિંદુ ધર્મમાં, પછી સનાતનધર્મીઓ હોય અથવા તો આર્ય-સમાજીઓ હોય, પશુ હિંસા, પશુ વધ, પશુ યજ્ઞ, માંસાહારના એટલા બધા હુકમો છે કે તેટલો ઇસલામી ધર્મમાં નથી. અને તે પણ કયા યુગમાં કે જે સત્યુગ કહેવાય, ધર્મના સઘળા મહાત્મા-ઓ મહાન ઋષિઓ અને મુનીયો તેજ યુગમાં થયા હોય, વેદ ભગવાનો, મહાન સ્મૃતીઓ, શાસ્ત્રો, અને પુરાણો તેજ સૌથી સારા યુગમાં રચાયા હોય અને તેના રચનારા પણ પરમકૃપાળુ ઇશ્વરી રૂપો હોય ત્યારે આ લખનાર મુસલમા-નોને કઇ નવી જીવદયા તરફ બોલાવી રહયો છે!

કદાચ જાનવરોનું માંસ મળ મુત્રથી, ઇસ-લામી ધર્મ હિંદુસ્તાનમાં આવ્યો ત્યારથીજ, બનવા લાગ્યું હશે અને સત્યુગ, ત્રેતાયુગ, દ્વાપરયુગ-માં તો જાનવરોનાં શરીર ઘી દુધનાં બનતાં હશે!

ઘી દુધનું બને છે અને દુધ લોહીનું બને છે તેથીજ દુધ દેનારા જાનવરોને સારો ખોરાક ખવાડવામાં આવે છે કે જેથી લોહી વધી દુધ પણ વધારે મળે એ વાત એકે મતે મનાયલી છે. અને માંસ પણ લોહીથીજ બને છે ત્યારે દુધ અને માંસ ખાવામાં ફરક શો રહયો? જો કોઇ એમ કહે કે માંસ મેળવવામાં જનાવરને ઇજા પોહોંચે છે પણ દુધ મેળવવામાં તેને ઇજા થતી નથી તો એના જવાબને માટે તેને "ગૌ-રક્ષકને ચેતવણી" નામની અમુલ્ય કિતાબ કે જે ખરૂં જોતાં આ મારી ચોપડીનું **મતન** છે, અને આ ચોપડી તેની **શરેહ** છે, તેનું પાનું "ખ" **"ગાયનો વિલાપ"** વિગેરે વિલાપો વાંચવા જરૂરી છે. જેમાં માંસ કરતાં દુધ મેળવવામાં લાખો દરજજે વધારે ઇજા જાનવરને પોંહચે છે તે જોઇએ તે કરતાં વધારે સારી રીતે સાબેત કરવામાં આવ્યું છે. અત્રે લોહી (જે ખરૂં જોતાં દુધજ છે તે) અને માંસ એકજ છે તેની **દલીલ** ધર્મમાં પ્રખ્યાત અને માનીતી વૈદકની **ચોપડી સુશ્રુત**થી લખું છું "માંસ લોહુસે ઉત્પન્ન હોતા હૈ...રસ ધાતુસે રુધિર (લોહી) બનતા ઔર રુ-ધિર જમજાનેસે માંસ બનતા હૈ." એસા **સુશ્રુત**મેં લિખા હૈ" (બ્રાહ્મણ સર્વસ્વ ભાગ ૨ અંક ૧૨, પાનું ૫૫૪) પાનું ૨૯.

સત્યુગમાં જે જાનવરો મહાન ઋષિ મુનિઓને હાથે મરાતા તેમાં જરાપણ તેઓને ઇજા થતી નહીં હશે કેમકે તેઓના હાથો ચમત્કાર ભરેલા હતા એટલે હથિયારની ધારો પશુઓના ગળાપરથી, **સુરત સરદાર ભુવનના આઇસક્રીમ**ની પેઠે ઠંડી, સુખદાયક રીતે નીચે ઉતરી પડી તેઓના આત્માને જરાપણ ઇજા કે બેચેની આપ્યા વગર સ્વર્ગમાં મોકલી દેતી હશે, પણ આ મલેચ્છ મહાપાપી મુસલમાનોના ઘાતકી છરા, વિના વાંકે અનાથ પ્રાણીયોના કુમળા ગળાને રેંસી નાંખી તેઓને સખ્તમાં સખત ઇજા આપતા હશે, એટલુંજ નહીં પણ મંત્રદ્વારા તેઓનો વધ થતો નથી તેથી તે બિચારાં નર્કવાસી થતાં હશે. ગમે તેમ હોય **ભીમજ્ઞાન ત્રિંશિકા** પરથી હીંદુ ધર્મમાં પણ જાનવરો ઝુબેહ કરવાનો, માંસ ખાવાનો, પોતાના મરી ગયલાં સગાંઓને સવાબ મોકલવા (શ્રાદ્ધ કરવા)માં જાનવરોનું માંસ ખવા-ડવાનો, રાજા કે પરોણો આવ્યો હોય તેને માટે જનાવરો કાપી, રાંધી તેની આગળ મુકવાનો, મોટો ધર્મી પ્રાક્રમી પુત્ર પેદા થવાને માટે ગાય કે બળદનું માંસ ચોખા સાથે રાંધીને ખાવાનો, મુડદાના દરેક અવયવની ઉપર જનાવરને કાપી તેના જુદા જુદા અંગ મુકવાનો, માંસને સુકવી સંગ્રહ કરવાનો વિગેરે વિગેરે ઘણા હુકમો છે એમ મને જણાય છે. જે કોઇની લાગણી દુખા-વવાને અથવા કોઈ પરધર્મીને માંસ ખાવાનો અને પશુ વધનો બોધ આપવાને માટે નહીં, પણ વાંચકોને માત્ર નવાઇ પમાડવાને માટે થોડા અહીં પ્રગટ કરૂં છું.

ભીમજ્ઞાન ત્રિંશિકાને માટે પેહલાં એટલું યાદ રાખવું જોઇએ કે મજકુર ચોપડી અણહિલ્લપુર પાટણવાળા વકીલ લેહરૂભાઇ સાહેબ તરફથી અમદાવાદ ધી સીટી પ્રીન્ટીંગ પ્રેસમાં ઈ૦ સ૦ ૧૯૦૭માં છપાઇ પ્રસિદ્ધ કરવામાં આવી છે, પ્રસિદ્ધ થવાનુ મુખ્ય કારણ એ જણાય છે કે ગુજરાંવાલા શેહેરમાં સનાતનીયો અને શ્વેતાંબર જૈન્યો વચ્ચે વેદ ભગવાનો, શાસ્ત્રો, પુરાણો વિગેરેમાં પશુ વધ (જાનવરોના ઝુબ્હ) નો હુકમ છે કે નહીં એ બાબત કંઇ વાદવિવાદ એટલુંજ નહીં પણ શાસ્ત્રાર્થ પણ થયલો જેના જવાબમાં જૈનોના મહાન પંડિતે, આ ચોપડી, સનાતન ધર્મવાળાઓના માનીતા ધર્મ ગ્રંથો પરથી લખી છે. હવે જાહેર છે કે ધર્મના એવા એક પ્રખ્યાત આગેવાને તેના વિરૂદ્ધ ધર્મવાળાઓના દાવાને રદ કરવા આટલા બધા ગ્રંથો પરથી ચુંટીને જે ચોપડી રચી હશે તેમાં ખોટા પુરાવા તો તેવણે લખ્યા નહીંજ હશે. તેમજ જો તેવણ તેમ કરતે તો આજ સુધી સનાતન ધર્મવાળા મુંગે મોઢે બેસી નહીં રહી તેનું એવું ખંડન કરતે કે આયંદા કોઇને એ બાબત કંઇ લખવા માટે કલમ હાથમાં પકડવાની હિંમત થતેજ નહીં તેમ છતાં જે દલીલો તે ચોપડી પરથી હું નીચે લખું છું તેમાં કંઇ વધારો ઘટાડો કે તેઓ સંપુર્ણું રીતે ભુલ ભરેલી હોય તો તેનું જોખમ તેના રચનારને માથે ગણાશે મારે માથે ગણી શકાયજ નહીં કારણ કે હું તો પરધર્મી માત્ર નકલ કરનાર છું. વળી આ ચોપડીપરથી મજકુર દલીલો લખવાનું બીજું કારણ એ છે કે કોઇ મુસલમાન વિદ્વાન જો એવી દલીલો કંઇ લખે છે તો તેને માટે વાંચકોને આ સંશય રહે છે કે તે મુસલમાન છે તેને વેદ ભગવાનો, શાસ્ત્રો અને પુરાણોનું ભાનજ શું ? ગમે તેમ ખોટું ખરૂં ઠોકી માર્યું હશે * પણ આ ચોપડીને માટે અને તેની દલીલોને માટે એવી શંકા ઉભી થઇ શકતીજ નથી.

## માણસની કુર્બાની અથવા નરમેધ.

૧ "શુનઃશેપકો રાજાને યજ્ઞમેં પશુસ્થાની કામકે લીયે ખરીદાથા ઇસી લીયે ઉસકો યજ્ઞકે યુપસ્થંભમેં નિયુક્ત કીયા [ પશુવત બાંધા ] " ( બ્રાહ્મણ સર્વસ્વ ભાગ ૫ પાનું ૨૮ ) તેમજ

૨ "ફિર શુનઃશેપ (નામના માણસને કુર્બાનીને માટે) યજ્ઞકે યુપસ્તંભમેં (જાનવરોને જેમ લાકડાથી બાંધીએ છીએ તેમ) બાંધે ગયા વહાં ઉસને મંત્રોદ્વારા દેવતાઓંકી સ્તુતિ (પ્રાર્થના) કી (રાજાએ તો એટલાજ માટે તેને બાંધેલો પણ દેવતાઓની મદદ માંગવાથી) ઇસિ સંસારમેં ઉસ શુનઃશેપકો દેવતાઓંને બંધનોંસે મુક્ત કીયા (બચાવી લીધો)" (વસિષ્ટ સ્મૃતિનું ભાષાનુવાદ પા૦ ૬૯) પાનું ૭૪ ભા૦ ૧ અને પાનું ૬ ભાગ ૨જો)

## પોતાના દીકરાની કુર્બાની અથવા યજ્ઞ.

સોમક નામના રાજાને બ્રાહ્મણોએ કહયું કે તું તારા જંતુ નામના છોકરાનું જો યજ્ઞ કરે તો તને ૧૦૦ છોકરા થશે ત્યારે "રાજાને મંજુર કરલીયા ઋત્વિકને રોતી ચીલ્લાતી રાણીયોંસે લડકેકો ખીંચકર માર, ઉસકી ચરબી નીકાલ અગ્નિમેં હવન કરદીયા [નાંખી દીધી]" (મહાભારત વનપર્વ)પાનું ૭૨. *

## બ્રાહ્મણની કુર્બાની અથવા પુરૂષ મેધ.

"બ્રહ્મણે બ્રાહ્મણ માલભતે" બ્રાહ્મણ જાતિકા અભિમાન કરનેવાલે દેવતાકે નિમિત બ્રહ્મવર્ચસ યુકત બ્રાહ્મણકા આલંભ (ઝુબહ) કરના" (કૃષ્ણ યજુર્વેદ તૈત્તિરીય બ્રાહ્મણ કાંડ ૩ પ્રપાઠક ૪).

* "ગૌ રક્ષકને ચેતવણી" નામની ચોપડી અને તેના રચનાર [રહ] ને માટે મેં એવી વાતો માત્ર મોઢેથી કરતાં કેટલાક લોકોને સાંભળ્યા છે. પણ અફસોસ તેની એક પણ વાતને ખોટી સિધ્ધ કરી પ્રગટ કરેલી મેં આજ સુધી જોઈ નથી.

* આ લખાણોમાં ચોપડીનું નામ દીધા વગર જે ઠેકાણે કાઉંસ બહાર "પાનું" લખેલું હોય તે 'ભીમજ્ઞાન ત્રિંશિકા"નું પાનું દીધેલું છે એમ સમજવું. તેમજ આખી ચોપડીમાં કોઈ કિતાબના લખાણના તરજુમામાં બે કાઉંસ વચ્ચેનું ઘણું ખરૂં પ્રસિદ્ધ કર્તાનું લખાણ જાણવું.

## હૈઝ (માસિક શ્રાવ) બંધ થયલો હોય તેવી સ્ત્રીની કુર્બાની.

"ઉસકે લીયે જામી અર્થાત (એટલે) જિસકા ઋતુ (હૈઝ) હટ ગયા હો, ભોગ (સોહબત) કરનેકે અયોગ્ય (લાયક નહીં હોય) એસી સ્ત્રીકા આલંભ કીયા જાતાહય" (તૈત્તિરીય બ્રાહ્મણ કાંડ ૩, પ્રપાઠક ૪, અનુવાક ૧૯) પાનું ૭૩ ભા૦ ૧ અને પા૦ ૬ ભાગ ૨જો.

## કુમારિકા (કુંવારી છોકરી)ની કુર્બાની.

પ્રતિક્ષાકે નિમિત કુમારી અર્થાત જિસકા વિવાહ (લગ્ન) નહીં હુઆ હૈ એસી કન્યા (છોકરી)કા આલંભ કરના" (ઉપર મુજબ હવાલો) પાનું ૭૩ પા૦ ૬ ભાગ ૨જો.

એના મોકાબલામાં ઇસલામી ધર્મના ફરમાનો વાંચીએ:—

હઝરત અબ્દુલ્લાહ બિન મસઉદ (રદી) થી રિવાયત છે કે રસુલુલ્લાહે [સલ] ફરમાવ્યું "કોઇ મુસલમાન મરદ કે (ઓરત) જે એ વાતની સાક્ષી આપતો (કે આપતી) હોય કે અલ્લાહ સિવાય કોઇ પુજ્ય (માબુદ) નથી અને હું (હઝરત મોહંમદ (સલ) અલ્લાહનો રસુલ છું તેનું ખુન કરવું (વધ કરવો) દુરસ્ત નથી. પણ ત્રણ કારણસર દુરસ્ત છે (૧) નિકાહવાળો એટલે પરણેલો જિના (વ્યભિચાર) કરે, (૨) જાનને બદલે જાન (કતલકરનારને સજા તરીકે કતલ કરવામાં આવે), (૩) પોતાના દીન (ઇસલામ) ને છોડી મુસલમાનોની જમાઅતથી જુદો પડનાર (મુર્તદને સજા તરીકે કતલ કરવામાં આવે". મશારેકુલ અનવાર હદીસ નંબર ૬૬૪. એતો મુસલમાન મરદ કે ઓરતને માટે ફરમાન હતો, પણ મુસલમાનોની સંભાળ હેઠળ જે કાફેર હોય તેને વગર તકસીરે મારવાની સજા સાંભળો. હઝરત રસુલુલ્લાહે (સલ) ફરમાવ્યું "મુસલમાનોની સંભાળ હેઠળ જે કાફર હોય તેને જે કોઇ કતલ કરશે તે જંનતની વાસ પણ સુંઘશે નહીં (સિધ્ધો જહંનમમાં જશે)." બુખારી શરીફ (તાલીમુદદીન પાનું ૪૪ મામલો નંબર ૧૦૧). બચ્ચાં બૈરાં ઘરડાઓને માટે શો ફરમાન છે તે સાંભળો "કાફેરોના ઘરડા (વૃદ્ધ) માણસ, નાના બાળક, ઓરત અને મજુર, નોકર ચાકર, પંડિત અને સાધુને કતલ કરશો નહી" અબુદાઉદ શરીફ. એ ફરમાન પણ લશકરના સરદારને માટે છે કે જયારે તે પોતાના દુશમનના મુલકપર ફોજ લઇને હુમલો લઇ જતો હોય, ત્યારે બીજાઓને માટે તો કોઈ પણ રીતે ઇસલામી દીનમાં એ દુરસ્ત હોયજ કેમ ? સુબ્હાનલ્લાહ ઇસલામ કેવો દયાળુ ધર્મ છે ! (તાલીમ મુદીન પાનું ૪૯) ઇસલામી ધર્મને નિર્દય, ઘાતકી ખુની કહેનારાઓ એ ફરમાનોને વાંચી જરા વિચારીને આવા ઇલકાબો ઉચ્ચારવાની તસદી લેશે એવી આશા રાખું છું.

"દેવતાઓને પહિલે દેવીયજ્ઞમેં **પુરૂષ** નામ **મનુષ્યકાહી** આલંભન કીયા, ઉસ આલંભન કાયે પુરૂષકા મરજાનેપર જો મેધ નામ સારંશ નીકલા વોહ ઘોડેમેં પ્રવિષ્ટ [દાખેલ] હુઆ તબ ઉન દેવોંને દેવીયજ્ઞમેં ઘોડેકોહી મારા ઉસ ઘોડેકા આલંભન કરનેપર જો સારંશ (નતીજા) નીકલા વો ગૌ બૈલમેં પ્રવિષ્ટ હુઆ તબ ઉન દેવોને ગૌ બૈલકા આલંભન કિયા" (પંડિત ભીમસેનજી શર્મા વિરચિત **વેદદીપિકા વ્યાખ્યા** પાનું, ૮૬ ૮૭). સુબહાનલ્લાહ! કુર્બાની એવી મોટી ભકિત (ઇબાદત) છે કે માણસો તો ફરેજ છે પણ દેવતાઓ પણ એ ભકિત કીધા વગર રહેતા નથી. અને તે પણ કેવા ઉત્તમ પ્રકારની માણસની, ઘોડાની, **ગાયની** અને બળદની (પાનું ૭૩).

ઉપલા પ્રમાણોમાં આલંભ અથવા આલમ્ભ શબ્દના અર્થ **ઝુબેહ** અથવા **વધ** છે. એને માટે કોઇને શક હોય તો તપગચ્છાચાર્ય શ્રી ૧૦૦૮ શ્રીમદ્વિજયાનંદસુરિ પંડિત આત્મારામજી સાહેબે મજકુર ચોપડીના બીજા ભાગ **"પરિશિષ્ટ"** ના પાના ૯માં લખે છે કે અમરકોશ દ્વિતીયકાંડ ક્ષત્રવર્ગ શ્લોક ૧૧૨ તથા અભિદાન ચિન્તામણિ

મત્સ્યકાંડ શ્લોક ૭૫ ઈનદો પ્રસિદ્ધ કોશોં મેંભી આલભન શબ્દકા "બધ" (વધ) અર્થ કીયા હુઆ હૈ ".

## બકરાની કુર્બાની.

૧ " બકરા ( પછી કેટલાક જનાવરોના નામ દઇ ) ઈનિકે શહદ મિલે માંસકે પિંડોં (ટુકડોં)સે અનંત કાલ તક પિતરોં [ગુજરી ગયલા અથવા મરી ગયલા સગાંઓની રૂહો]કી તૃપ્તિ (ખાવાની જરૂર નહીં) હોતી હૈ." બ્રહ્મ પ્રેસ ઇટાવામાં ૧૯૦૭માં છપાયલી ગૌતમસ્મૃતિ અધ્યાય ૧૫ પાનું ૪૨). પાનું ૭૬. ૨ "આયે હુએ બ્રાહ્મણ વા ક્ષત્રીય રાજા, વા અતિથિકે લીયે બડે બૈલ વા બડે બકરેકો પકાવે એસેહી ઇસ બ્રાહ્મણાદિકા અતિથિ (બ્રાહ્મણ હોય અથવા બીજો કોઇ હોય તે સઘળા) પરોણા [મહેમાનોનો] સત્કાર (તઅઝીમ, માન) કરતે હુંય. [વસિષ્ટ સ્મૃતિ પાનું ૨૦-૨૧ ઉપલાજ છાપખાનામાં છપાયલી]. પાનું ૨૪. એ દલીલપરથી બીજી વાત એ જણાઈ કે યજ્ઞ સિવાય પરોણાને ખવાડવા માટે પણ જાનવરને કાપવું અને તેના માંસને વાપરવાનો હુકમ છે. કુર્બાની સિવાય બીજા વખતે જાનવરને મારવાનો મુસલમાનોપર જે ઇલઝામ હતો તે દૂર થયો અલહમ્દો લિલ્લાહ.

૩ "મધુપર્ક એક પ્રકારકા આતિથ્ય સત્કાર (પરોણાના માનમાં રંધાતું ખાણું) હૈ" પછી મનુજીના શ્લોકો લખી લખે છેકે "અર્થાત શ્રોત્રિયાદિકે લિયે બડે બૈલ ઔર બકરેકે માંસસે મધુપર્ક સમર્પણ કરૈ (રાંધી પરોણાઓ આગળ પીરસે). (બ્રાહ્મણ સર્વસ્વ ભા ૩ અંક ૧૯ પા. ૪૬૭). પાનું ૨૪. ૪ અનેએજ અર્થ બતાવનારાં વાકય શતપથ બ્રાહ્મણ કાંડ ૩ અધ્યાય * બ્રાહ્મણ ૧ કંડિકા ૧-૨માં લખ્યાં છે. એમ પંડિતજી લખી તે મંત્ર લખી પ્રોફેસર F. Max Muller તરફથી અંગ્રેજીમાં છપાયલો તેનો તર્જુમો લખ્યો છે. * પાનું ૨૫. મુસલમાનોએ યાદ રાખવું કે શતપથ બ્રાહ્મણ વેદ ભગવાનનો એક ખાસ ભાગ છે કે જેને સનાતન ધર્મવાળા તેમજ આર્યસમાજીઓ એકે મતે માને છે. અને માનવામાં શાસ્ત્રો અને સ્મૃતિઓ કરતાં એનો ઘણોજ મોટો રૂત્બો છે.

૫ "સફેદ છાગ (બકરા)કે માંસદ્વારાભી યજ્ઞ યાગ (યજ્ઞ, હોમ) હો સકતા હૈ." (ગોભિલ ગૃહ્ય સૂત્ર, ચતુર્થ (ચોથો) પ્રપાઠક, સપ્તમ (સાતમો) ખંડ, ઉદય નારાયણસિંહ વર્માજીનો તર્જુમો). પાનું ૬૬.

૬ "આરબી ગ્રામમેં (વસ્તીમાં) રેહનેવાલે બકરા આદિ (વિગેરે)......જાનવરોંકા માંસ મેધ્ય (કુર્બાનીને લાયક) કહા હૈ. (આપસ્તંબીય ધર્મસૂત્ર, પ્રશ્ન ૨, પટલ ૭, કંડિકા ૧૬, ૧૭) પાનું ૧૦૦. "છાગ (બકરાકે) માંસ દ્વારા (પી) ૭ માસ તક [પિતૃગણ તૃપ્ત રહતે હૈં]. (વિષ્ણુ-સંહિતા અધ્યાય ૮૦) પા. ૫૬ ભા. ૨જો.

૭ "રક્તછાગ [જાડો બકરો] માંસ મહાશાક વાર્ધ્રીણસ (અર્થાત વૃધ્ધ (ઘરડા) શ્વેત [સફેદ] છાગ (બકરા)કા માંસ [પીતરોને માટે) અનંત ફલજનક હોતા હૈ (સવાબ મળવાની ખાહેશથી મુએલાંઓની રૂહોને એ માંસ શ્રાધ્ધમાં ખવાડવાથી હંમેશને માટે બેપરવા કરી દે છે. (યાજ્ઞવલ્કય સંહિતા અધ્યાય ૧) પાનું ૬૦ ભા. ૨જો.

---

* Satapatha Brahmana Translated by Julius Eggeling. Edited by F. Max Muller Part II Page 85 (2) now as to way it is called guest offering. He the purchased Soma truly comes as his ( The Sacrificer's ) even as **for a King or a Brahman one would cook a large ox or a large he-goat &c. &c.**

બકરી:—"અજાકે માંસકા ભોજન અન્નાદિકી (હાજેમાની) ઇચ્છા કરનેવાલા......ભોજન કરાવે" (સ્વામી દયાનંદ સરસ્વતિજીની ૧૯૩૩માં છપાયલી "સંસ્કારવિધિ" પાનું ૪૨) એમાં બકરી ખાવાનો હુકમ તેમજ તેનો ફાયદો જાહેર કરવામાં આવ્યો. અને ધર્મના કામ માટે નહીં પણ ફકત ખાવાને માટેજ તેને કાપી ખાવું સિધ્ધ થયું. પાનું ૨૭. ૨ "મુરદેકો જીસ સ્ત્રી (માદા) જાનવરસે ઢાંપા જાતા હય ઉસકો અનુસ્તરણી કહેતે હૈં...અથવા એક રંગકી બકરી હોવે અનુસ્તરણીકી વપા (ચરબી) નીકાલકર ઉસ્સે મુરદેકા શિર ઔર મુખકો ઢાંપે." (આશ્વલાયન ગૃહ્ય સૂત્ર અધ્યાય ૪) પાનું ૨૧.

**બળદની કુર્બાની.**

૧ એને માટે ઉપલા નંબરોમાં ત્રણ ઠેકાણે બળદને મારવાનું, હોમ કરવાનું, તેમજ રાજા અથવા બ્રાહ્મણને પરોણાને ખવાડવાનું બ્યાન આવી ગયું તે યાદ રાખવું. તે ઉપ્રાંત "ગાય ઔર બૈલકા માંસ ખાને યોગ્ય હય હૈ." (આપસ્તંબીય ધર્મ સૂત્ર ૧લો પ્રશ્ન પટલ ૫ કંડિકા ૧૮) પાનું ૫. એ ધર્મ કાયદાઓ ઉપર એક મોટા ઋષિ સાહેબની શરેહ છે. એના ઉપરથી એક વાત વિચારવા લાયક એ છે કે જે લોકો ગાય અને બળદના માંસને રોગી, રોગી, વ્યાધિને ઉત્પન્ન કરનાર" "હકીમો ગૌમાંસ નહીં ખાવાનોજ ઉપદેશ કરે છે" × કરીને બોધ આપવા ઉભા થાય છે. તેઓ એટલું પણ વિચારતા નથી કે આવા આવા મહાન મુનિ ઋષિઓ જેઓ અક્કલ અને વિદ્યાના સાગર અને ભંડાર હતા તેઓને શું એ વાતની ખબર નહીં હતી કે એનું માંસ રોગી અને બીમારીને ઉત્પન્ન કરનાર છે? એનાં તો જે વચનો છે તે તો પરમેશ્વર તરફથી પ્રેરણા (ઇલહામ) થયલાં હોય છે. પછી તે વચનોમાં ભુલ કેમ કરીને હોય? જો ડાકટરો કે હકીમો કે વૈદ્યો તેઓનાં વચનોનાં વિરૂધ્ધ કંઈ બોલે કે લખે તો ધર્મચુસ્ત ધર્મભકતોને જોઇએ કે તેનું ખંડન કરે, નહીં કે ઉલટા હકીમોની વાતો જે માત્ર કલ્પિત હોય છે તેને ટેકો દઇ પોતાના મહા ઋષિ ધર્મના આગેવાનોના ફર્માનોને રદ બાતેલ ઠેરવે. શરમ! શરમ!! શરમ!!!

"બૃહદારણ્યક ઉપનિષદ અધ્યાય ૮ બ્રાહ્મણ ૪ મંત્ર ૧૮વેમેં લિખા હૈકી જો પુરૂષ ચાહે કી મેરા પુત્ર પંડિત, પ્રખ્યાત, પ્રગલભ (મોટા), સુંદર અર્થવાલી વાણીકા બોલનેવાલા, ચારોં વેદોકા વકતા, (ભાષણ કરનાર) સંપુર્ણ આયુકે ભોગનેવાલા હોવે, વો પુરૂષ જુવાન અથવા ઉસ્સે કુચ્છ અધિક ઉમરવાલે બૈલકા માંસ ચાવલોંકે સાથ પકાકર ઉસમેં ઘી ડાલકે અપની ઔરત સહિત (અર્થાત દોનોંહી સ્ત્રી ઔર મરદ) ખાવે." પાનું ૨૫.

આર્યસમાજીષ્ટોના આગેવાન પંડિત રાજારામજી જેવણ ડી. એ. વી. કૉલેજના સંસ્કૃત પ્રોફેસર છે. તેવણે ૧૯૦૫માં એજ પુસ્તકનો હિંદી ભાષામાં લાહોરમાં જે તર્જુમો છપાવ્યો છે. તેના પાના ૩૫૩માં ઉપલા મંત્રના અર્થ એવી રીતે કીધા છે—'ઔર જો યહ ચાહે, કિ મેરે પુત્ર પંડિત પ્રખ્યાત, સભામેં જાનેવાલા (સબકી ભલાઇકે કામોંમેં સમ્મિલિત હોનેવાલા Public Man) જિસકો લોગ સુન્ના ચાહતે હૈં એસી વાણી (તકરીર)કા બોલનેવાલા (પ્રસિધ્ધ વકતા) ઉત્પન્ન હો, સારે વેદોંકો જાને, ઔર પૂરી આયુ ભોગે, તો વે દોનોં (દંપતી) મહા

---

× જેવી રીતે કે "પેગંબર સાહેબના ફરમાનો" લખનાર પાના ૨ની છેલ્લી લીટી અને પાના ૩ની ૧૧મી લીટીમાં લખે છે. કેવી નવાઇની વાત કે મુસલમાનોને બોધ કરવા જતાં પોતાના ઋષિઓના વચનોને રદ બાતેલ કરવા લાગ્યા. ગાયને પવિત્ર અને પૂજ્ય ગણવી અને તેના માંસને તદન રોગનો ભંડાર મોઢે ઉચારવાને શું માણસ શરમાશે નહીં? પવિત્ર અને પૂજ્યના શરીરનો દરેકે દરેક અંગ તો ફાયદાકારકજ હોવો જોઇએ ત્યારેજ તે પવિત્ર ગણાશે જો તેને રોગી કે વ્યાધિને ઉત્પન્ન કરનાર કહેશું તો, એ તેને માટે દરેક સમજુ અને વિદ્વાન માણસ એબ અને નિંદા ગણશે, નહીં કે તારીફ.

ઓરત ઔક્ષ (બળદ)સે ના આર્ષભસે માંસૌદન (ગોશ્તવાળું ખાવું) પકાકર ઘી ડાલકર ખાએં, તો વે [એસી સંતાન (ઓલાદ) ઉત્પન્ન કરનેકે] સમર્થ (શક્તિવાન) હોંગે. ૧૮" પાનું ૨૬.

મહાઋષિ શ્રી ૧૦૮ **સ્વામી દયાનંદ સરસ્વતિજી** આર્યસમાજના સ્થાપક (બાની) સંવત ૧૯૩૩માં મુંબઇ એશિયાટિક પ્રેસમાં છપાયલી **સંસ્કાર વિધિ** નામના પુસ્તકના ૧૧મા પાનામાં એ મંત્રના શા અર્થ કરે છે તે જુઓ "જો ચાહે મેરા પુત્ર પંડિત સદસદ્વિવેકી શત્રુઓંકો જીતનેવાલા, સ્વયં જીતનેમેં ન આનેવાલા, યુધ્ધમેં ગમન, હર્ષ, ઔર નિર્ભયતા કરનેવાલા શિક્ષિત વાણીકા બોલનેવાલા, સબવેદ, વેદાંગ, વિદ્યાકા પઢને ઔર પઢાને તથા સર્વાયુકા ભોગનેવાલા પુત્ર હોમ, વહ માંસયુક્ત + ભાતકો પકાકે પૂર્વોક્ત ધૃતયુક્ત ખાય, તો વૈસે પુત્ર હોનેકા સંભવ હૈ." પાનું ૨૭. ઉપલા બંને અર્થો અને સ્વામીજીના અર્થોમાં કેટલા બધા શબ્દોનો ફરક છે તે વાંચક વર્ગ વિચાર્યા વગર રહેશે નહીં. "બળદ"નો શબ્દ તો વચ્ચેથી ઉડીજ ગયો છે. આ મંત્રના અર્થોથી મુસલમાનોને એક ફાયદો એ પણ થયો કે કુર્બાની કે યજ્ઞ અથવા હોમ સિવાય બીજે વખતે માત્ર ખાવા માટે પણ બળદ વિગેરેને કાપી ખાવાનો હુકમ છે. બીજી વાત એ જણાઈ કે મુસલમાનો ગાય બળદનું માંસ ખાય છે તેમાંજ તેઓના પુત્રો કુર્આનેશરીફને મોઢે યાદ કરી શકે છે.

## ઘોડાની કુર્બાની અથવા અશ્વમેધ.

૧ "શુકલ યજુર્વેદ અશ્વમેધ પ્રકરણ, (૨) ઋગવેદ અષ્ટક ૨, અધ્યાય ૩, વર્ગ૨૫તાદિ (૩) કૃષ્ણ યજુર્વેદીય તૈત્તિરીય બ્રાહ્મણ અષ્ટક ૩ ઇત્યાદિ. અનેક સ્થલોંમેં અશ્વમેધ યજ્ઞકા વર્ણન હૈ." ૨ "પહલે કહે હુયે થમોંમે **તીનસો પશુ**× ઔર મહારાજ [રાજા દશરથજી]કા અશ્વરત્ન (નામનો ઘોડો) બંધાથા." ૩૨. "પટરાની કૌશલ્યાજી (રાજા દશરથની રાણી)ને ઉસ અશ્વકી પરિચર્યા કરકે તીન ખંગ (ઘા, હથિયાર)સે પ્રસન્નતા પુર્વક + ઉસકા વધ કિયા." ૩૩. આ શ્લોકથી ઇસલામી દીનમાં જેમ ઔરત જાનવરને ઝુબેહ કરી શકે છે. [વાંચો હદીસ નં. ૨૭) તેમ સિધ્ધ થયું. "અનંતર સોલહ ઋત્વિજ (હોમને માટે ઠેરવેલા) બ્રાહ્મણ ઘોડેકે સબ અંગ પ્રત્યંગાદિ (ટુકડા ટુકડા) કાટ કાટકર અગ્નિમેં વિધિ પૂર્વક આહુતિ દેને લગે." ૩૮. આ શ્લોકથી ધર્મના હુકમ પ્રમાણે પોતાના હાથે કાપી શકવું અને તેમાં કંઇપણ ગુન્હો નથી પણ પુનઃ છે. એમ ખુલ્લી રીતે સાબેત થયું. (રામાયણ બાલ કાંડ સર્ગ ૧૪ અશ્વમેધનું વર્ણન) પાનું ૪૭.

૩ "અશ્વકા જો ધ્વનીભૂત (ઘટ થયલું) માંસવત શોણિત [લોહી] મક્ખિયોંને ભક્ષણ કિયા હય, જો રૂધિર (લોહી) ખંગને વા યુપકાષ્ટ (ખુંટો) અથવા શાસ છુર (છરી કે છરો) મેં લગા હુઆ હૈ, શમન કરનેવાલેકે હાથોંમેં જો લગા હૈ, નખૂનોંમેં જો લગા હૈ, તુમ્હારે વે સબ ભી દેવતાઓંમેં હો અર્થાત તુમ્હારા સબ ભાગ દેવતાઓંકે યોગ્ય [લાયક] હૈ." (ઋગવેદ ૨, ૩, ૮. ૩૨ મિશ્રભાષ્ય પાનું ૧૦૬૪). પાનું ૧૫. માંસનું પુનઃ (સવાબ) મળે તે તો જુદું પણ માખો જે ખાય અને લોહી જે આમતેમ લાગી જાય તે પણ પુનઃમાં દાખેલ થાય છે. આ મંત્રથી હદીસ નંબર ૬ની મતલબ હાસેલ થઈ.

**ગાય.**

**નાલએ બુલબુલે શયદાતો સુના હંસહંસકર.**
**અબ જીગર થામકે બૈઠો મેરી બારી આઈ.**

+ બળદના માંસમાં એટલા બધા ફાયદાઓ છે તેથીજ અંબીયા (અલ) પણ એને પસંદ રાખતા હતા જેવી રીતે કે હઝરત ઈબ્રાહીમ [અલ] ને માટે હવે વર્ણન આવશે.

× અધધધ ! ત્રણસો ત્રણસો જાનવરોની એક માણસ તરફથી કુર્બાની મુસલમાનોમાં તો આજ સુધી એકે વખતે કોઇએ કીધી નહીં હશે.

+ કેવી ધર્મચુસ્ત રાણીજી હતાં કે ધર્મના હુકમ પ્રમાણે જાનવરને કાપવામાં પૂરેપૂરી રાજીખુશી પોતાની દેખાડી.

૧ "કૌશિક ઋષિકે પુત્ર ગર્ગ ઋષિકે શિષ્યોં [ચેલોં]ને ગૌ માર ઉસ્કા માંસ શ્રાધમેં ખાયા." (શિવપુરાણુ ધર્મસંહિતા અધ્યાય ૬૩. તથા મત્સ્યપુરાણુ અધ્યાય ૨૦) પાનું ૫. શ્રાધ્ધમાં જે માંસ વપરાય તે માણસોજ ખાય છે એ સાબેત થયું. ૨ અજ્જાતીય (બકરાં) અવિજાતીય ઔર આરણ્ય [જંગલી] યેહ પશુ મુખ્ય નહીં હૈ કિંતુ (તેથી કરીને) ગોજાતીય પશુકોહી સર્વ પશુ કે સ્થાનમેં (જગ્યામાં, બદલામાં) પ્રયોગ [વિધિ, વપરાસ] કરના, ઇસ વાસ્તે ઉત્તમ દિનમેં ગોજાતીય પશુકા આલભન (કુર્બાની) કરના. (કૃષ્ણુ યજુર્વેદીય તૈત્તિરીય બ્રાહ્મણુ અષ્ટક ૩ અધ્યાય ૯ અનુવાક ૯). પાનું ૯.

ઇસલામનો એ મોજીઝો છે કે જ્યારે મોખાલિફ એ દીન ઉપર હુમલો કરે છે ત્યારે પોતે હુમલો કરનારનો ધર્મ તેના હુમલાને રદ કરી દે છે. પેગંબર સાહેબના ફરમાનો લખનારે પાના ૧લાની ૨૪મી અને ૨૫મી તેમજ પાના ૩જાની ૩૦-૩૧મી લીટીમાં મુસલમાનોને માટે લખ્યું હતું (૧લા પાનામાં) ખુદા ફરમાવે છે કે "જાનવરોને મારો નહીં, અને જે ધર્મના ખાસ દિવસ ગણાય છે એ દિવસોમાં માંસ મત ખાઓ. અને (પાના ૩જામાં) તેઓ (હઝરત મોહંમદ સાહેબ પેગંબર) ફરમાવે છે કે "ધર્મના ખાસ દિવસોમાં માંસ મત ખાઓ." પણ અહીં પોતે તે લખનારનો માનીતો ગ્રંથ તેઓને હુકમ આપી રહેલો છે કે ઉત્તમ દહાડા (ધર્મના ખાસ દિવસો)માં સર્વ જાતીનાં જનાવરો તેઓ ઉંચ જાતીનાં નથી તેથી છોડી દઇ તે સઘળાંઓની જગ્યાએ સૌથી ઉત્તમ ગાયજાતી જાનવરો [ગાય અને બળદ] ની કુર્બાની કરો. જેવી રીતે કે કુર્આનમાં તેની બીજી સૂરતની ૬૮મી આયતમાં ખોદાપાકે પણ ગાય ઝુબેહ કરવાનો હુકમ આપ્યો. અને હઝરત પેગંબર સાહેબે (સલ) પણ (હદીસ નંબર ૧૨માં) ગાયજ ઝુબેહ કીધી મુસલમાનોના વધને અને તેઓના વધમાં કપાતા જાનવરને જ્યારે વેદજ સાચવે પછી એથી વધારે ઇસલામનો ચમત્કાર (મોજીઝો) બીજો કયો હશે ?

3 On the middle (Astaka) a Cow is Sacrificed. 6 Going in a northern direction (from the fire) he should kill (the Cow), the head of which turned to the West, the feet to the North. (ખદિર ગૃહ્ય સૂત્ર પટલ ૩, ખંડ ૪* Translated by O. Hermann Oldenberg Edited by F. Max Muller Page 417. (૩ મધ્યમા અષ્ટકામાં ગાયનો હવન કરવામાં આવે). (૬ અગ્નિથી ઉત્તર દિશાએ તેને ગાય કાપવી જોઇએ (તે એવી રીતે કે) તેનું માથું પશ્ચિમે ફરવે અને પગો ઉત્તર ભણી.) જેમાં ગાય મારવાના ખુલ્લા શબ્દો તેમજ ધર્મને ખાસ દહાડે મારવી વિગેરે સાબેત થયું. પા. ૯-૧૦.

૪ "મુરદેકો જિસ સ્ત્રી (માદા) જાનવરસે ઢાંપા જાતા હૈ ઉસકો અનુસ્તરણી કહતે હૈં વોહ જાનવર ગાય હોના ચાહીયે. અનુસ્તરણીકી વપા (ચરબી) નિકાલકર ઉસસે મુરદેકા શિર (માથું) ઔર મુખકો ઢાંપે......બાદ અનુસ્તરણીકા ચમડા ઉસ મુરદેપર ઓઢા દેના." (આશ્વલાયન ગૃહ્ય સૂત્ર અધ્યાય ૪ કંડિકા ૩. તેમજ બોધાયનીય પિતૃમેધ સૂત્ર પ્રશ્ન ૧લામાં અને ઋગવેદ સાયણ ભાષ્ય, અષ્ટક ૭ અધ્યાય ૬, વર્ગ ૧૫ તેમજ વર્ગ ૨૧માં પણ એનું વર્ણન છે.) પાનું ૨૧. ગાય માતાનું માંસ જીવતાઓને ફાયદાકારક પ્રમાણુ નંબર ૧થી સાબેત થયુંજ હતું પણ આ વેદ ભગવાન અને સૂત્રોથી મુડદાને ફાયદાકારક પણ સિદ્ધ થયું. શું હજી પણ કોઇ કહી શકશે કે ગાયનું માંસ ફાયદાકારક નથી ?

૫ Paraskara Grihya Sutra translated by Mr. Hermann Oldenberg and edited by F. Max Muller Page 344 8. The

---

* Khadira Grihya Sutra.

middle Ashtaka (is celebrated) with (the sacrifice of) a Cow. (મધ્યમા અષ્ટકાની ક્રીયા ગાયના હવનથી કરવામાં આવે છે.) પાનું ૩૭.

૬ "અનંતર મારનેકે લીયે પ્રસ્તુત તૈયાર ઋત્વિક ગણ (હોમ કરનારો) ઉસ ગૈકો અગ્નિકે ઉત્તર લાકર કાટડાલે." ૨૧. (ગોભિલ ગૃહ્યસૂત્ર સામવેદની કૌથુમી શાખાનો, પ્રપાઠક ૩, ખંડ ૧૦નો ૨૧મો સૂક્ત). પાનું ૩૮-૩૯. ગાયને કુર્બાનીને માટે કાપી નાંખવા ખુલ્લી તે પણ સામવેદ ભગવાન (૪થા વેદ)ની દલીલ.

૭ "વાસ્તુભૂમિ (ઘરની વચ્ચેની જગ્યા) પર આગ જલાકર કાલી ગૈકે માંસ આદિ (વિગેરે)સે યાગ [હોમ] કરે" (ગોભિલ ગૃહ્યસૂત્ર પ્રપાઠક ૪, ખંડ ૭. ઉદયનારાયણસિંહજી વર્માનો તર્જુમો). પાનું ૯૬. ૮ 46. It is declared in the Vagasoneyaka that (the flesh of) milch cows and oxen is fit for offerings. "દૂધ દેનેવાલી ગૌ * બૈલ મેધ્ય નામ (કુર્બાનીને લાયક) મેધાને (કુર્બાનીને) અનુકૂલ (લાયક) હૈ. એસા વાજસનેય શ્રુતિસે જાના જાતા હૈ." (વશિષ્ઠ સ્મૃતિ અધ્યાય ૧૪. Translated by George Buhler Page 74). પાનું ૯૭. કેવી નવાઇની વાત કે ઘણા ખરા ધર્મ શાસ્ત્રો પોકારીને ફરમાનો આપી રહેલા છે કે ગાય અને બળદ કુર્બાનીને લાયક છે. એથી તો સિધ્ધ થાય છે કે મુસલમાનોજ ઋષિ મુનિઓના ફરમાનોપર ચાલે છે.

૯ ગૌ (ગાય) કે માંસસે એક વર્ષ તક પિતર (મરી ગયેલા લોકોની રૂહો) તૃપ્ત (સંતોષી) રહેતે હૈ." (આપસ્તંબીય ધર્મસૂત્ર પ્રશ્ન ૨, પટલ ૭, કંડિકા ૧૬-૧૭). સાબેત થયું કે ગાયનું માંસ રૂહોને પણ એટલું બધું ભાવે છે કે એક વર્ષ સુધી તેઓને શ્રાધ્ધના ખાવાની ઇચ્છા થતી નથી. પાનું ૧૦૧.

૧૦ "મહાદેવજી કહતે હૈં, કિ હે પાર્વતિ! જબ રાક્ષસોંકા વધ કરકે શ્રી રામચંદ્રજી રાજ્યકો પ્રાપ્ત હુએ (રાજ્ય ચલાવવા લાગ્યા) તબ શ્રી રામચંદ્રજીકો પ્રણામ કરને (સલામ મોલાકાત કરવા) નિમિત્ત (માટે) સંપુર્ણ (સઘળા) મુનિ આયે. ૫; વિશ્વામિત્ર, અસિત, કણ્વ, દુર્વાસા, ભૃગુ, અંગિરા, કસ્યપ, વામદેવ, અત્રિ, તથા સપ્તર્ષિ (સાત ઋષિઓ) ઔર અપને શિષ્ય (ચેલા) મુનિયોં સહિત અગસ્ત્ય ઋષિ આયે, શ્રી રામચંદ્રજીકે દ્વાર (દરવાજા) પર આકર દ્વારપાલ (દરવાન) સે કહને લગે. ૬-૭. શ્રી રામચંદ્રજી (મહારાજ) મુનિયોંકો આતા હુઆ દેખકર શીઘ્ર (સીધા) ખડે હોગયે, ઔર હાથ જોડકર પાદ્ય અર્ધ્ય આદિ સામગ્રિયોં (તૈયારીઓ) સે ઉનકા પૂજન કિયા ઔર શાસ્ત્રોક્ત (શાસ્ત્રોમાં લખાયલી) વિધિ (તરીકા) સે મધુપર્કકે નિમિત્ત ગૌ (ગાય) દી (કાપીને રંધાવી) " ૧૨. [અધ્યાત્મ રામાયણ ઉત્તરકાંડ સર્ગ ૧. પંડિત રામસ્વરૂપ સાહેબ શર્માનો તરજુમો.) પાનું ૯૧. મુસલમાનો ઇદને તેહવારે કુર્બાની કરીને રંધાવે ખાય ખવાડે અને તેઓને મળ મૂત્રથી ઉત્પન્ન થતા માંસને ખાવામાં તિરસ્કાર ઉત્પન્ન નથાય, અને તેને માટે પેગંબર સાહેબના ફરમાનો લખનારને પાના ૩જાની ૩૫

* "પેગંબર સાહેબના ફરમાનો" લખનાર પાના ૩જાની ૧૨-૧૪ લીટીમાં લખે છે "આપણા દેશમાં ખેતીનું કામ બળદોપર અવલંબી રહેલું છે. અને તમામ લોકોને ઘીની જરૂર પડે છે. (તેથી કરીને બળદો અને ગાયો કાપવી નહીં). આવા વિચારથી પહેલાના મુસલમાનો ઉપયોગી જનાવરને હલાલ કરવા તૈયાર થતા નહીં." કેવી નવાઈની વાત છે. આગલા મુસલમાનો તો તૈયાર થતાજ હતા જેમકે હું સાબેત કરી આવ્યો નહીં તો તેઓ મુસલમાનોજ નહીં ગણાય પણ આગલા ઋષિઓ મુનિઓ, વેદ ભગવાનો, શાસ્ત્રો, અને સ્મૃતિઓ તેમજ પુરાણો પણ એજ ઉપયોગી જનાવરોને યજ્ઞ હોમ અને શ્રાધ્ધમાં ખાવા પસંદ રાખે અને તેમ કરવાનો હુકમ આપે! કદાચ તેઓના યુગો [જમાના]માં ખેતી અને ઘીની, તેઓના મહા પ્રતાપવાળા ચમત્કારોને લીધે જરૂર પડતી નહીં હશે.

૩૭ લીટીઓમાં લખ્યા પ્રમાણે નવાઈ લાગે એથી વધારે નવાઇ જેવી બીજી કઈ વાત હશે !

હવે એ "મધુપર્ક" શું ચીજ છે તે સાંભળોઃ—"આશ્વલાયન ગૃહ્યસૂત્ર અધ્યાય ૧ કંડિકા ૨૪મેં મધુપર્કકા સ્વરૂપ વર્ણન કિયા હૈ ઉસમેં લિખા હૈ કિ ગૌ (ગાય) દેકર...મંત્રકા જાપ કરકે ઉસકો મારે"" ઔર યદિ [અગર] છોડદેનેકી મરજી હોવે તો......મંત્રકા જાપ (વઝીફા, વિર્દ) કરકે છોડદેવે પરંતુ ઉસકે સ્થાનપર (બદલામાં) ઔરદુસરા માંસ અવશ્ય (જરૂર) હોના ચાહિયે ક્યોંકિ **મધુપર્ક સંબંધી ભોજન વિના (વગર) માંસકે નહીં હોતા હૈ"** પાનું ૫. પણ ઉપર લખેલી દલીલમાં તો તે મધુપર્કમાં ગાય મારવામાંજ આવી. હવે એ મધુપર્ક કોને માટે રાંધવામાં આવે છે તે સાંભળોઃ—"મધુપર્ક એક પ્રકાર [તરેહ] કા આતિથ્ય સત્કાર [પરોણાના માનમાં રાંધવામાં આવતું ખાવું) હૈ જો કિન્હી કિન્હી (કોઇ કોઇ) ઉચ્ચકક્ષા કે (ઘણાજ માનવંતા) અતિથિયોંકે (મેમાનો) લિયે શાસ્ત્રોંમેં નિયત (કાયદા, નિયમ પ્રમાણેજ) હૈ" (પંડિત ભિમસેનજી શર્માનું બ્રાહમણ સર્વસ્વ ભાગ ૩, અંક ૧૦ પાનું ૪૬૭). ૨૪. આ ઉપરથી જણાયું કે માંસ ધર્મના દિવસો સિવાય પણ માત્ર ખાવાને વાસ્તે પણ રંધાય છે. એ નાની નવાઇ નહીં પણ મોટી નવાઇ જેવી વાત થઇ. **"પેગંબર સાહેબના ફરમાનો"** લખનારાએ પાના ૩૭ની ૯મી લીટીમાં લખ્યું છે કે "મુસલમાની ધર્મની રૂઢી પ્રમાણે સારાં માણસો તેને અડકી શકતા નથી" જેને માટે વાંચકો ઉપલી દલીલોપરથી સારો સારંશ કાઢી શકશે.

**૧૧** "ગૌ (ગાય) કે શરીરમેં ચૌદહ [૧૪] છિદ્ર (છેદ) હોતે હૈં સાતતો ઉપર શિરમેં, ચાર ૪ થન, નાલિ (નાક) યોની (પેશાબની જગ્યા) ઔર ગુદા [ઝાડો ફરવાની જગ્યા]. ૨." "માંસકે ટુકડે કરનેકી લીયે છુરા હોતા હૈ......અર્થાત [મતલબ કે] પ્રધાનયાગ ઔર સ્વિષ્ટકૃત દોનોં મન્ત્રોંકો મિલાકર એકહી વાર વપા (ચરબી) કી આહુતિ દેવે." ૩. (કાત્યાયનસ્મૃતિ પાનું ૭૬). પાનું ૧૨ ભા૦ ૨. એ શ્લોક પરથી સાબેત થયું કે માંસના ટુકડા કરવા જોઇએ અને તેને માટે છરો વાપરવો જોઇએ.

**૧૨** 3. On the following day he touches a cow with a Darbha blade &c. ( Apastamba Grihya Sutra translated by Hermann Oldenberg Page 256 ) એટલે બીજે દહાડે તે માણસ (કાપવાને માટે) દર્ભ નામના છરાથી ગાયને અડકે છે. [એટલે કાપે છે.] * આપસ્તંબીય ગૃહ્યસૂત્ર. એથી પણ છરાથી કાપવી અને તે છરાનું નામ પણ સાબેત થયું.

મારા પરમ સ્નેહી **શેઠ મૌલાના મોહંમદ આરેફ ડાંખલી** સાહેબે મને એક ચોપડી **મીસ્કીટનું ઇસલામ** નામે દેખાડી તેમાં જનાબ અબ્દુલ્લાહ કવીલીયમ સાહેબ સાથે વાદવિવાદ કરનાર માણસે આગલા ઋષિ મુનિઓ જાનવરને કાપે તો તેઓ મંત્ર ભણતા તેથી તેને ઇજા થતી નહીં અને તેથી તેઓને જાનવરોને કાપવું દુરસ્ત હતું એવો જવાબ દીધો છે. (અને ૧૯૧૦માં ઈરનાઅશરી પ્રીન્ટીંગ પ્રેસ ભાવનગરમાં છપાયલીના પાના ૬૬ થી ૭૨). તેને માટે પહેલાં તો પુરાવો પૂછવામાં આવશે કે એવી રીતે કયા માનીતા માતબર ધર્મપુસ્તકમાં લખ્યું છે. મોંથી ઘડી કાઢેલી વાત મનાય નહીં અને

---

* આ ઠેકાણે touches શબ્દના અર્થ મેં કાપે છે કીધા છે. તેથી કોઇને શક પેદા થાય તો યાદ રાખવું કે એ પછીના બે મંત્રોમાં ખુલ્લા શબ્દોમાં તેજ ગાયના માંસને રાંધવાનું અને વપાને હોમ કરવાનું બયાન છે. એટલે touchesના અર્થ "કાપે છે" લેવાજ પડશે. તેમજ Webster's Dictionary માં પાના ૧૦૩૮માં એના અર્થ to hit or to strike against. લખેલા છે.

જો એમ છે તો હાલના લોકો મંત્ર ભણે છે છતાં તેને ઇજા કેમ થાય છે ? જો તેનો જવાબ મુનિ ઋષિઓનો ચમત્કાર (કરામત) હતો એમ દેવામાં આવે તો આ નીચે લખેલા વેદમંત્રની મતલબ ખોટી ઠરવાની કેમકે તેમાં દેખાડેલું છે કે જાનવરને કાપતી વખતે મુનિઓને હાથે પણ ઈજા પહોંચતીજ હતી.

૧૩ "હે પ્યારી ગૈ ! મેં ઇસ તરહ મારી ગઈ હું એસે તૂ મત મનમેં વિચાર કર કિયુંકિ જિસ કારણુસે તૂ દેવીરૂપ હોકર પિતર લોકકો પ્રાપ્ત હો રહી હૈ સબોંસે પ્રાર્થનીય આકાશ માર્ગસે સ્વર્ગ લોકકો પ્રાપ્ત હોતી હુઇ તૂ હમારે દોનોં લોકોંકો દૂધકે સાથ ચારોં ઔર (ધન)સે પુર્ણ કર." (તૈત્તિરીય ઉપનિષદ, આરણ્યક પ્રપાઠક ૬, અનુવાક ૧ મંત્ર ૧૧). પાનું ૧૦ ભા. ૨. જો ઇજા નહીં થતી હોય તો " મેં ઇસ તરહ (ઇજા સાથે) મારી ગઈ હું એસે તૂ મત મનમેં વિચાર કર." એવા દિલાસો આપનારા અને તેની તકલીફને કબુલ રાખનારા શબ્દો વેદ ભગવાનોમાં ગૈ માતાને યજ્ઞને માટે કાપ્યા પછી બોલવાની જરૂર પડતે નહીં તેથી સાબેત થયું કે જે ઇજા મુસલમાનોને હાથે જાનવરોને પહોંચે છે તેજ ઇજા ઋષિ મુનિઓને પણ હાથે તેઓને પહોંચતી હતી, પણ ધર્મનો હુકમ હોવાથી તે ઇજાને ઋષિ મુનિઓ તેમજ વેદ ભગવાનોએ જેમ ગુન્હો ગણ્યો નથી તેમજ કુર્બાની કરવાનો અને ખાવા માટે જાનવર કાપવાનો ધર્મનો હુકમ હોવાથી ઇસલામી ધર્મમાં પણ તે ગુન્હો ગણાતો નથી.

૧૪ "ઇસ ગૈકા ચમડા નિકાલનેકી આજ્ઞા કરે" ૨૮. "યા સ્વિષ્ટકૃતકી રિતિસે ચાકૂસે કાટ કર ઉસમેંસે લેકર "અષ્ટકાયૈ સ્વાહા" ઇસ મંત્રસે હોમ કરે." ૩૧. (ગૈભિલ ગૃહ્યસૂત્ર) પાનું ૪૦. એ બંને દલીલોથી કપાયલા જાનવરનું ચામડું કાઢવું અને ચપ્પુ કે છરીથી તેના માંસને કાપવું સાબેત થયું. કેવી મોટી નવાઇ જેવી વાત છે કે ઇસલામી ધર્મમાં જાનવર કાપવા સંબંધી એવી એક પણ નવી વાત નથી કે જેનું બયાન વેદ શાસ્ત્રોમાં નહીં આવેલું હોય.

**પાડો.** ૧ "મહિષ (ભૈંસા (અથવા ભેંસ) કે માંસ દ્વારા (થી) દશ માસ (મહિના) તક" [વિષ્ણુ સંહિતા અધ્યાય ૫૧.] પાનું ૫૭ ભા. ૨. ૨ "ભૈંસા કે માંસસે એક વર્ષ તક." [ગૌતમ સ્મૃતિ અધ્યાય ૧૫] પાનું. ૭૬. ૩ ભેંસેકે માંસસે ઇસસે અધિક સમય તક પિતર તૃપ્ત રહતે હૈ" ૨૭. (આપસ્તંબીય ધર્મસૂત્ર પ્રશ્ન ૨ પટલ ૭ કંડિકા ૧૬, ૧૭) પા. ૧૦૦.

**મેંઢું.** ૧ "મેંઢાકે માંસસે એક વર્ષ તક" (ગૌતમ સ્મૃતિ અધ્યાય ૧૫ બ્રહ્મ પ્રેસ ઇટાવામાં અને ૧૯૦૭માં છપાયલીના પાના ૪૨). ૨ "મેષ માંસ દ્વારા ચાર માસ [મહિના] તક" (વિષ્ણુ સંહિતા અધ્યાય ૫૧.) ૩ "મેષ માંસ દ્વારા યથાક્રમ એક એક માસ અધિક કાલ (પિતરો) તૃપ્ત હોતે હૈ." (યાજ્ઞવલ્કય સંહિતા અધ્યાય ૧.) પાનું ૬૦, ભા. ૨. ૪ "ઔર મીંઢેકે માંસસે દશ મહીને તક પિતર તૃપ્ત રહતે હૈ." (વિષ્ણુ પુરાણ અંશ ૩ અધ્યાય ૧૫) પાનું ૯૯. ૫ "મેંઢાકે માંસસે ૧૨ વર્ષ તક (અને બીજે ઠેકાણે) ચાર મહીને તક [મત્સ્ય પુરાણું, અધ્યાય ૧૭માં વિષ્ણુ ભગવાનના ફરમાવ્યા મુજબ સૂતજી વર્ણન કરે છે. પંડિત કાલીચરણ તથા પંડિત બસ્તીરામનો તરજુમો). પાનું ૮૧, ૮૨.

**હરણ.** ૧ "હરિણ માંસ તીન મહીને ઉન્હે (પિતરોને) સન્તોષ પ્રદાન કરતા હૈ." ૨રૂમૃગ (હિરણ) કે માંસ દ્વારા નૌ મહિને (પિતર તૃપ્ત રહે છે)" (માર્કંડેય પુરાણ અધ્યાય ૩૨.) પાનું ૧૧૪) પાનું ૫૫. ૨ "હરિણ માંસ દ્વારા તીન માસ (મહિના) તક પિતૃગણ તૃપ્ત રહતે હૈં." [વિષ્ણુ સંહિતા અધ્યાય ૫૧] પાનું ૫૬. ૩ તામ્રવર્ણ મૃગ, ચિત્રમૃગ, રૂરૂ ઇન સબકે માંસ દ્વારા યથાક્રમ એક એક માસ અધિક કાલ (પિતૃ) તૃપ્ત હોતે હૈં." (યાજ્ઞવલ્કય સંહિતા અધ્યાય ૧). પાનું ૬૦ ભાગ ૨જો. ૪ "હિરણ કે માંસસે

એક વર્ષ તક પિતરોંકી તૃપ્તી હોતી હૈ." (ગોતમ સ્મૃતિ અધ્યાય ૧૫, પાનું ૪૨). ૫ "હરિણુકે માંસસે સાત મહીને તક, રૂરુપૃષત (બિંદુઓંવાલા હરિણ) કે માંસસે આઠ મહીને તક પિતર તૃપ્ત રહતે હૈં." (વિષ્ણુ પુરાણુ અંશ ૩ અધ્યાય ૧૫). પાનું ૯૯.

૬ "[શ્રી] રામચંદ્રજી એક ચિત્તસે સેવા કરનેમેં ચિત્ત દિયે લક્ષ્મણજીસે બોલે હે સૌમિત્રે! હમ હરિણકા માંસ લાકર પર્ણશાલા ધિષ્ઠાત્રી દેવતાકી પૂજા કરેંગે ૨૨ "હે પ્રિયદર્શન! ઇસ સમય તુમ જલદીસે મૃગ (હરણ) વધ કરકે યહાં લેઆઓ. ૨૩ (વાલ્મીકીય રામાયણ અયોધ્યા કાંડ સર્ગ ૫૬ પાનું ૧૪૬). પાનું ૯૫.

૭ "ઉસ સમય બાણ (તીર)સે મારે હુએ દશ [૧૦] પવિત્ર કાલે મૃગ અચ્છી પ્રકારસે સુખાયે હુએ અગ્નિમેં પકવ કીયે હુએ લક્ષ્મણજીને તૈયાર કરે રકખેથે ઔર અનેક વસ્તુ તૈયાર કરસીથી ૩૪. ભાઇકા યહ કાર્ય (કામ) દેખકર રામચંદ્રજી બહુત પ્રસન્ન હુએ." ૩૫. [વાલ્મીકીય રામાયણ પાનું ૨૨૯]. પાનું ૯૩. આથી શિકાર પકડવો પછી તેને ઝુબેહ કરવું, રાંધવું અને ઇશ્વરી અવતારોનું પસંદ રાખવું કેવી ખુલ્લી રીતે સાબેત થયું. "બાકી જો નિકૃષ્ટ માંસ બચ રહા વહ સુખાનેકો રખ દિયા ઔર રામકે કહનેસે જાનકી કૌંએસે ઉસકી રક્ષા કરને લગી" ૩૮. (એજ પાનામાં). મુસલમાનોમાં કુર્બાનીનું માંસ ખાતાં ખવાડતાં જે વધે તેને સુકવી રાખે છે, તેને માટે એ કેવી મજબુત દલીલ સાબેત થઇ.

**રોઝ** (ગવય અથવા ગવ્ય) "ગાય જેસા જંગલી પશુ કે માંસસે નવ મહીને તક" (વિષ્ણુપુરાણુ અંશ૩, અધ્યાય ૧૫) પાનું ૯૯. ૨ "ગવય માંસ દ્વારા દશ મહીને પિતૃગણ તૃપ્તિ પાતે હૈ" (માર્કંડેય પુરાણુ અધ્યાય ૩૨) પાનું ૫૫ ભા.૨જો ૩ "ગવય માંસ દ્વારા નવ માસ (મહિના) તક" (વિષ્ણુ સંહિતા અધ્યાય ૮૦) પાનું ૫૬ ભા. ૨. ૪ "રોઝકે માંસસે એક વર્ષ તક" ગોતમસ્મૃતિ અધ્યાય ૧૫). પાનું ૭૬.

**ગેંડા.** ૧ "ગેંડા ઇનકે શહદ (મધ) મિલે માંસ કે પિંડો સે (ટુકડા આગમાં નાખવાથી) અનંતકાલ (બેહિસાબ મુદત) તક પિતરોંકી તૃપ્તિ હોતી હૈ" ગોતમસ્મૃતિ અધ્યાય ૧૫ પા. ૪૨] પાનું ૭૬. ૨ "ગેંડાકા માંસ ઇનકો યમરાજને શ્રાદ્ધમેં અનંતફલ (બેહિસાબ સવાબ) દેનેવાલા કહા હૈ" ૩૬ (શંખ સ્મૃતિ અધ્યાય ૧૪ પાનું ૩૭). ૩ "ગેંડા કે ચર્મ (ચામડુ) કે આસન પર બેઠે હુએ **બ્રાહ્મણોંકો ગેંડાકા માંસ દેનેસે** અનંતકાલતક પિતરોંકી તૃપ્તિ હોતી હૈ" (આપસ્તંબીય ધર્મસૂત્ર પ્રશ્ન૨ પટલ, કંડિકા ૧૬ ૧૭.)

૪ "કાલશાક, મહાશલક (નામની માછલીઓ), વાર્ધીણસ છાગ [એટલે] બકરાકા માંસ ઔર શૃંગ હીન [વગર શીંગડાનો] ગેંડેકા માંસ હમ સદા ભક્ષણ કરતે (ખાતે) હૈ." (વિષ્ણુ સંહિતા અધ્યાય ૫૧) પાનું ૫૭ ભાગ ૨. અહાહા! માંસનો પણ કેવો લઝીઝ (સ્વાદિષ્ટ) ખોરાકછે, કે તે ખાતાંજ એકદમ આનંદ પામી પિતૃ ઉપલું ગાયન ગાય છે. એ હું કહેતો નથી પણ એમજ એ શ્લોકના પહેલાના શ્લોકમાં કહેલું છે જયારે રૂહો (આત્માઓ) જાનવરની કુરબાની ના ગોસ્તને ખાઇ આનંદ પામે તો મુસલમાનોને તે ખાઇ તિરસ્કાર કેમ ઉત્પન્ન થાય ? * અને તેઓ આનંદ કેમ ન પામે? ૫ "શ્રાદ્ધમેં ગેંડેકા માંસ અનંત ફલજનક હોતા હૈ" (યાજ્ઞવલ્કય સંહિતા અધ્યાય ૧) પાનું ૬૦ ભા. ૨.

**સુવર** [ડુક્કર]. ૧ "શુઅરકે માંસસે એક વર્ષતક" (ગોતમસ્મૃતિ અધ્યાય ૧૫ પાનું ૪૨). પાનું ૭૬. ૨ જંગલી "શુઅર કે માંસસે એક એક મહીનેકી વદ્ધિ કે ક્રમસે પિતૃોંકી તૃપ્તિ રહતી હૈ" યાજ્ઞવલ્કય અધ્યાય ૧ પાનું ૫૪) પાનું ૮૦

* "જેમકે પેગંબર સાહેબના ફરમાનો" લખનારે પાનાકંજની ૩૬-૩૭મી લીટીમાં લખ્યું છે.

૩ "સુઅરકે માંસસે પાંચ મહીને તક પિતર તૃપ્ત રહતે હૈ" (વિષ્ણુ પુરાણુ અંશ ૩ અધ્યાય ૧૫) પાનું ૯૯. કુર્આને શરીફની ખુલ્લી આયતથી એનું ખાવું મુસલમાનોને હરામ છે, તેથી એની હિંસા (ઝુબેહ)થી મુસલમાનોતો બચેલા છે. જેનું બયાન આગળ આવશે.

**વાઘ.** ૧ " સિંહ કે માંસસે ૧૨ વર્ષ તક પિતર તૃપ્ત રહતે હૈં" (મત્સ્ય પુરાણ અધ્યાય ૧૭). પાનું ૮૨ *

**કુત્રો** ૧ "વામદેવ ઋષિને પ્રાણોંકી રક્ષાકે લીયે કુત્તેકે માંસ કે ખાનેકી ઇચ્છા કરી ઔર પાપસે લિપ્ત નહુઆ [ગુનેહગાર નહીં થયા]. પૃષ્ટ ૮૧૪. ૨ 'ક્ષુધા (ભૂખ) સે પીડિત ધર્મ ઔર અધર્મકે જ્ઞાતા વિશ્વામિત્ર ઋષિ ચંડાલકે હાથસે ગ્રહણ કરકે (લઇને) કુત્તેકી જંઘા (ઢગરા) કે માંસકો ભક્ષણ કરનેકો (ખાવાને) ઉદ્યત [તૈયાર] હુએ. પૃષ્ઠ ૮૧૫. (મનુસ્મૃતિ ભાષાટીકા.) ૩ " વિશ્વામિત્ર ઋષિ ખાને કે લીયે, કુત્તેકી જાંઘ ચુરાનેકો રાત્રિકે સમય ચંડાલકે ઘરમેં ગયા." (મહાભારત શાંતિપર્વ (આપદ્ધર્મ પર્વ) અધ્યાય ૧૪૧) પાનું ૨. કુર્આને શરીફમાં ભૂખથી તદન નાચાર થયલાને માટે મરતાં બચી જાય એટલાજ ભાગમાં હરામ થયલી ચીજોને પણ વાપરવાની જે રજા આપી છે અને તેને ખુલ્લા શબ્દોમાં ગુનો નથી એમ ફરમાવ્યું છે તેને માટે પણ એ એક ખુલ્લો જવાબ છે.

* હઝરત અબદુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદી)થી રિવાયત છે કે "માંસ ખાવાના [કુતર્યા] દાંતોવાળા દરેક ફાડીને ખાનારા જંગલી જનાવર (ના માંસને ખાવા)થી અને પક્ષિઓમાં દરેક પોતાના પંજાથી શિકાર કરીને ખાનારા પક્ષિ (ના માંસને ખાવા)થી રસુલુલ્લાહે [સલ] મનાઈ ફરમાવી." (મઝાહેરે હક કિતાબુસ સૈદ જીલ્દ ૩, પાનું ૪૪૧).

એવી હદીસોપરથીજ ફિકેહવાળાઓએ મશહુર હલાલ જાનવરો અને મશહુર હરામ જાનવરોની લીસ્ટો લખી દીધી જેમાંની એક અમારા હનફી મઝહબ પ્રમાણે અત્રે નકલ કરૂં છું. પાળવામાં આવતા જાનવરોમાં:— ઉંટ, ઉંટડી, ગાય, બળદ, (ભેંસ, પાડો) ઘેટાં, બકરાં, મેંઢાં ખાવાં હલાલ છે. [ઘોડો મકરૂહે તનઝીહી અને ખચ્ચર હરામ છે]. અને જંગલી જનાવરોમાં:—હરણ, સસલું, ગોરખર, નીલગાઓ (રોઝ). પક્ષીઓમાં:— મર્ઘો, મર્ઘી, કબુતર, બતક, કાગડો ખેતરનો જે ફક્ત દાણાજ ખાય છે, અબાબીલ, કુમરી, સૌદાની, ઝરઝોર, (લવ્વા જેવાં પક્ષીઓ થાય છે), દરેક જાતનાં ચલ્લાં, ફાખતો (લવ્વો), તીડ ખાવાં હલાલ છે.

અને હરામ જાનવરો:—વાઘ, સીંહ, વરૂ, ચિત્તો, કુતરીયો વાઘ, લોંકડી, બિજ્જુ, કુત્રો, બિલાડી પછી તે જંગલી હોય અથવા પાળેલી હોય [હઝરત જાબેર (રદી)થી રિવાયત છે કે "બિલાડી ખાવાથી નબી [સલ] એ મનાઈ કીધી" મઝાહેરે હક જીલ્દ ૩, કિતાબુસ સૈદ, પાનું ૪૪૭). સંજાબ, સમુર, રિંછ, વાંદરો, જંગલી ઉંદર, ઘો, (શાફઈયો અને અહલે હદીસના મઝહબમાં જાયઝ છે). હઝરત અબદુર્રહમાન બિન શિબલ [રદી]થી રિવાયત છે કે "ઘોનું માંસ ખાવાથી નબી (સલ)એ મનાઈ ફરમાવી." (અબુદાઉદ, મઝાહેરે હક જીલ્દ ૩, કિતાબુસ સૈદ, પાનું ૪૪૭). હશરીયો એજ હદીસને પોતાની દલીલ ઠેરવે છે. નોળીયો, શિયાળ, હાથી, ડુકકર, સાપ, દેડકાં, ભમરો, મધમાંખ, ચાંચડ, ખટમલ, મચ્છર, માખ, જુ, કરોળીયું, અળસીયા, વિંછી, છપકલી, સામેઅબરસ, ભોંયમાં રહેનારાં બધાં જનવરો તેમજ-પેટે ચાલનારાં જનાવરો, તેમજ ઉંદર. સાહી, કીડી, મંકોડા, વિગેરે. અને પક્ષીઓમાં જરરો, બાજ, શકરો, ગિધ, એકાબ, બાશા, શાહીન, બુગાસ, સમડી, ફક્ત માંસ ખાનારો કાગડો એ બધાં હરામ છે.

અને પાણીમાં રહેનારાં બધાં જનાવરો હરામ છે. પણ બધી જાતનાં માછલાં તેમજ ઢાલ જેવી ગોળ કાળી માછલી જેને સચગી કહે છે અને સાપના જેવા આકારની માછલી જેને બામ કહે છે હલાલ છે. પણ જે માછલી કોઈપણ ઈજા વગર પોતાની મોતે મરી પાણી ઉપર તરી આવી હોય અને તેનું પેટ ઉપર હોય અને પીઠ નીચેની બાજુએ હોય (તારી) તે હલાલ નથી. માછલીમાંથી બીજી માછલી નીકળી ત્યારે જો બંને સલામત હોય તોજ બંને ખાવી જાયઝ છે. પણ જો અંદરની માછલી સારી સલામત ન હોય તો તે અંદરથી નીકળેલી જાયઝ નથી, જેના પેટમાંથી તે નીકળી તે જાયજ છે. [ગાયતુલ અવતાર જીલ્દ ૪, કિતાબુઝ ઝબાએહ, પાનું ૧૭૬, ૧૭૭, ૧૭૮, ૧૭૯].

**ગધેડા.** "જો વ્રતમે ટિકા હુઆ (રોકાયલો) દ્વિજાતિ (બ્રાહ્મણ ક્ષત્રીય કે વૈશ્ય) જાનકર વીર્ય (મની) કો સીંચે [કાઢે] વહ અવકર્ણી (ગુન્હો કરનાર) ચતુષ્પથ (ચૌરાહા, ચાર રસ્તા) મેં કાણે ગધેકી વપાકો પકાકર પાક યજ્ઞકી વિધિસે રાત્રિકે સમય નૈઋતિ દેવતાકા પૂજન કરે ૧૧૮ (મનુસ્મૃતિ અધ્યાય ૧૧ પાનું ૭૭૫). તેમજ પાના ૭૮૦માં ૧૨૨મા શ્લોકમાં ગધેડાનું મત્ર [કુર્બાની] લખેલું છે. તેમજ પારસ્કર ગૃહયસૂત્ર કંડિકા ૧૨માં ગધેડાનો હોમ લખેલો છે તેમજ આપસ્તંબીય ધર્મસૂત્રમાં અને ગૌતમગૃહય સૂત્રમાં પણ છે. પાનું ૨–૩ *

**ખરગોશ** (સસલું) ૧ "શશ [ખરગોશ] કે માંસસે એક વર્ષતક" [ગૌતમસ્મૃતિ અધ્યાય ૧૫). પાનું ૭૬. ૨ "શશાકે માંસસે તીન મહિને તક" (વિષ્ણુપુરાણ અંશ ૩ અધ્યાય ૧૫) પાનું ૯૯. ૩ "જંગલમેં રેહને વાલે શશાઆદિ (વિગેરે ) જાનવરોંકા માંસ મેધ્ય [કુર્બાની તેમજ શ્રાદ્ધ માટે લાયક] કહા હૈ ૨૮, ૧૬ (આપસ્તંબીય ધર્મ સૂત્ર પ્રશ્ન ૨, પટલ ૭, કંડિકા ૧૬, ૧૭ ૪ "શશ યહી કિતનેહી પંચ નખ જીવ ભક્ષ (ખાવા લાયક) હૈ (વસિષ્ટ સંહિતા અધ્યાય ૧૪) પાનું ૫૪ ભા. ૨. ૫ "શશ માંસ દ્વારા ચાર મહિને ઉનકા પોષણ [ગુજરાન] હોતા હૈ (માર્કંડેય પુરાણ અધ્યાય ૩૨) પાનું ૫૫ ભા. ૨. ૬ "શશાકે માંસસે ગ્યારહ મહીને તક (મત્સ્ય પુરાણ અધ્યાય ૧૭) પાનું ૮૧એ બયાનમાં નંબર ૪ ના પુરાવામાં "યહી કિતનેહી પંચનખ જીવ ભક્ષ હૈ" એ વાત યાદ રાખવા લાયક છે કે પાંચ નખ જે જે જનાવરોને હોય અને તેની મનાઈ જો શાસ્ત્રોમાં નામ સાથે દેવાઇ નહીં હોય તો તે બધા ખાવાને લાયક છે.

**કાચબો.** ૧ "કછુઆકે માંસસે એક વર્ષ તક" (ગૌતમસ્મૃત અધ્યાય ૧૫). પાનું ૭૬ ૨ "કછુઆકે માંસસે ગ્યારહ મહીને તક પિતર તૃપ્ત હોતે હૈં." ૨૭૦ (મનુસ્મૃતિ અધ્યાય ૩ પાનું ૨૧૩–૧૪, પંડિત મિહિરચંદ મિશ્રનો તરજુમો) પાનું ૭૮. ૩ "કછુવાકે માંસસે ગ્યારહ મહીને તક ૩૩" (મત્સ્ય પુરાણ અધ્યાય ૧૭). પાનું ૮૧. ૪ "કૂર્મ (કછુઆ)કે માંસ દ્વારા ગ્યારહ માસ (મહીના) તક" (વિષ્ણુ સંહિતા અધ્યાય ૫૧) પાનું ૫૫ ભા. ૨.

**પક્ષિઓ.** ૧ "દ્વિજાતિયોં (બ્રાહ્મણ, ક્ષત્રી, અને વૈશ્ય) કે ભક્ષણ (ખાવા) યોગ્ય (લાયક) પક્ષિયોં કે પાંચ મહીને તક **મનુષ્યોંકે પિતર** તૃપ્ત હોતે હૈં. (મનુસ્મૃતિ અધ્યાય ૩ પૃષ્ટ ૨૧૩–૧૪ પંડિત મિહિરચંદ સાહેબ મિશ્રનો તરજુમો). પાનું ૭૮. આ શ્લોકથી ત્રણે ઉંચ જાતીઓને માંસ ખાવું, શિકાર કરવો પક્ષિઓને કાપવું સિદ્ધ થાય છે. તેમજ પિતૃ એટલે મુએલા માણસોનીજ રૂહો બીજા કોઇ નહીં એજ ખરો અર્થ છે એમ ખુલ્લા શબ્દોમાં મનુજી મહારાજે સમજાવી દીધું. જો કોઇ એ સિવાય બીજા અર્થ કરશે તો તે ખોટા છે, એ પણ સાબેત થઇ ગયું.

૨ "પક્ષીયોંકે માંસસે પાંચ મહીને તક." (મત્સ્ય પુરાણ અધ્યાય ૧૭) પાનું ૮૧. ૩ "શકુન (પક્ષિ)કે માંસસે ચાર મહીને તક." (વિષ્ણુ પુરાણ અંશ ૩, અધ્યાય ૧૫). પાનું ૯૯. ૪ "પક્ષિ માંસ દ્વારા પાંચ મહીને" (માર્કંડેય પુરાણ અધ્યાય ૩૨) પાનું ૫૫. ૫ "પક્ષિ માંસ દ્વારા પાંચ માસ (મહીને) તક" (વિષ્ણુ સંહિતા અધ્યાય ૮૦) પાનું ૫૬. ભા. ૨. ૬ "ભક્ષ્ય પક્ષિકે માંસ દ્વારા યથાક્રમ એક એક માસ અધિક કાલ તક તૃપ્ત હોતે હૈં." [યાજ્ઞવલ્ક્ય સં-

* હજરત અનસ બિન માલિક (રદી.)થી રિવાયત છે કે "રસુલુલ્લાહે [સલ] એક માણસને હુકમ ફરમાવ્યો (કે તે) લોકોમાં [પોકારીને કહીદીએ અને તેમ) તેણે પોકારીને કહયું કે અલ્લાહ અને તેના રસૂલ (સલ) ગધેડાઓના ગોસ્ત ખાવાથી તમને મના કરેછે કેમકે તેઓ નાપાક છે [ખાવા કે કુર્બાનીને લાયક નથી] તેસીહુલ બારી પારોર૩, કિતાબુઝ ઝબાએહ પાનું ૨૨–૨૩.

હિતા અધ્યાય ૧ પ્રકરણ ૧૦ પાનું ૫૪). પંડિત રવિદત્ત શાસ્ત્રીસાહેબનો તરજુમો સંવત ૧૯૪૮માં નિર્ણય સાગર પ્રેસ મુંબઇમાં છપાયલો. પાનું ૬૦ ભા. ૨.

**બગલું.** ૧ "વાર્ધ્રીણસ (બગલું, સારસ) કે માંસસેભી પિતરોંકો અનંત કાલ તક તૃપ્તી રહતી હૈ." (આપસ્તંબીય ધર્મસૂત્ર પ્રશ્ન ૨, પટલ ૭, કંડિકા ૧૬-૧૭) પાનું ૧૦૧. ૨ "વાર્ધ્રિણસ માંસ દ્વારા સાત મહીને" (માર્કંડેય પુરાણ અધ્યાય ૩૨). પાનું ૫૫ ભા. ૨.

**તીતર.** ૧ "તીતરકા માંસ શ્રાધ્ધમેં ભક્ષણ કરને યોગ્ય હૈ." (લક્ષ્મી વેંકટેશ્વર છાપખાના મુંબઈમાં સંવત ૧૯૬૨માં છપાયલી શ્રાધ્ધ વિવેક) પાનું ૮૦. ૨ "વિદ્યા કામના [ખ્વાહીશ] કે લીયે તિત્તિરકા માંસ ભોજન કરાવે." (શ્રી ૧૦૮ સ્વામી દયાનંદ સરસ્વતિજી મહારાજની સંવત ૧૯૩૩માં મુંબઇ એશિયાટિક પ્રેસમાં છપાયલી સંસ્કારવિધિનું પાનું ૪૨). પાનું ૨૭.

**માછલાં.** ૧ "મચ્છી કે માંસસે એક વર્ષ તક" (ગૌત્તમસ્મૃતિ અધ્યાય ૧૫). પાનું ૭૬. ૨ "મહાશલક નામકી મચ્છીકા માંસ કો યમરાજાને શ્રાધ્ધમેં અનંત ફલ દેનેવાલા કહા હૈ." (શંખસ્મૃતિ અધ્યાય ૧૪ પાનું ૩૭). પાનું ૭૭. ૩ "મચ્છકે માંસસે દો મહિને" (યાજ્ઞવલ્કય સ્મૃતિ અધ્યાય ૧ પ્રકરણ ૧૦ પાનું ૫૪). પાનું ૮૦. ૪ "મત્સ્ય (માછલી)કે માંસસે દો મહીને તક" [વિષ્ણુ પુરાણ અંશ ૩ અધ્યાય ૧૫]. પાનું ૯૯. ૫ "શતવલિ નામ મત્સ્ય (માછલી)કે માંસસેભી અનંતકાલ તક પિતરોંકો તૃપ્તિ રહતી હૈ." (આપસ્તંબીય ધર્મસૂત્ર, પ્રશ્ન ૨, પટલ ૭, કંડિકા ૧૬-૧૭). પાનું ૧૦૧. ૬ "મત્સ્ય માંસ દ્વારા પિતામહ ગણ (બાપ દાદા)કા દો મહીને તૃપ્તિ વિધાન હોતા હૈં." (માર્કંડેય પુરાણ અધ્યાય ૩૨). પાનું ૫૪ ભા. ૨. ૭ "મત્સ્ય માંસ દ્વારા દો માસ (મહીના) તક પિતૃગણ તૃપ્ત રહેતે હૈં." [વિષ્ણુ સંહિતા અધ્યાય ૮૦). પાનું ૫૬ ભા. ૨. ૮ "મહાશલક [નામની માછલી]કા માંસ હમ સદા ભક્ષણ કરતે હૈંય." (વિષ્ણુ સંહિતા અધ્યાય ૮૦). ૯ "ભક્ષ્ય મત્સ્ય (જે માછલાં ખાવા લાયક છે) * કે માસ દ્વારા યથાક્રમ એક એક માસ અધિક કાલ તૃપ્ત હોતે હૈં." (યાજ્ઞવલ્કય સંહિતા, અધ્યાય ૧ પ્રકરણ ૧૦). પાનું ૬૦. એથી સાબેત થયું કે જેમ ઇસલામી દીનમાં કેટલીક જાતના માછલાં ખાવાં દુરસ્ત છે અને કેટલીક જાતનાં નથી. ખાસ કરીને હનફી મઝહબમાં, તેમજ અહીં પણ જાણવું.

**ચવચવનો મુરબ્બો.** કેટલાક જનાવર રહી જતા હતા તે અત્રે એકજ ધર્મપુસ્તકથી એકજ ઠેકાણે વર્ણાયલા નકલ કરૂં છું:—ગેંડા, બકરા, લાલ બકરા, ગોધા (બળદનો બાપ), હરિણ વિચિત્ર હરિણ, કાલા હરિણ, શંવર મૃગ, મીંઢા (મેઢું), શશા, કછુવા, જંગલી સુઅર, લાંબે કાનોંવાલા સફેદ બુઢા (ઘરડો) વાર્ધ્રીણસ નામા બકરા, તીતર, લાલ પક્ષિ, બત્તક, શલ્લકી, કરાત, કાલીગર્દન લાલ શિર સફેદ પાંખોંવાલા વાર્ધ્રીણસ નામા પક્ષિ, મહાશલક, રોહિત, રાજીવ, પાટીન, સફેદ શલક ઇત્યાદિ મત્સ્ય (માછલીઓ) ઇનકા માંસ શ્રાધ્ધમેં ભક્ષણ કરને [ખાવા] યોગ્ય હૈ." (શ્રાધ્ધ વિવેક સંવત ૧૯૬૨માં મુંબઈ લક્ષ્મી વેંકટેશ્વર છાપખાનામાં છપાયલી). ૨ "ઉંટકો છોડકર અન્ય તો (સર્વ જાતિના) દંત (દાંતવાળા) પશુ ભક્ષણીય હૈં." એટલે **ઉંટ સિવાય તમામ, દાંત જેઓને હોય તેવા જાનવરો ખાવાં જાયઝ છે.** (વસિષ્ટ સંહિતા અધ્યાય ૧૪). એથી વધારે ખુલ્લા શબ્દોમાં જાનવરોને કાપી ખાવાની બીજી કઇ દલીલ હશે? આ શબ્દોના મોકાબલામાં પાના ૨૫ની નોટની હદીસ જરૂર વાંચશો.

**માંસ ખાવું દુરસ્ત છે.** "દ્વિજાતિયોં (બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય) કે લિયે, શ્રાધ્ધ

* "મછલિયોંમેં વેહ, ગવય, શિશુમાર, નક્ર, કુલીર, ઓર વિકૃતરૂપ (બદ શિકલ), સર્પ શિર્ષ (સાંપના જેવા માથાવાળી) મછલિયાં અભક્ષ્ય [ખાવી નાદુરસ્ત] હૈ. (વસિષ્ઠ સંહિતા અધ્યાય ૧૪). પાનું ૫૪.

(સવાબ પોંહચાડવાને માટે રંધાવવામાં આવે તે ચીજ) મેં પિતૃ દેવતાકો જો અવશિષ્ટ (એટલે) બચે વહ માંસ ઓર યજ્ઞાદિમેં [કુર્બાની વિગેરેમાં] પ્રોક્ષિત (ધર્મની ક્રિયા મુજબ મરાયલા જનાવરોનો) ઔર ઔષધાર્થ આનીત (દવા તરીકે) માંસ ભોજન [ખાવામાં] દૂષણીય (દોષ, ગુન્હો) નહીં હૈ" (માર્કંડેય પુરાણ, અધ્યાય ૩૫, પાનું ૧૨૪, કલકત્તામાં છપાયલી) પાનું ૫૫. ૨ શ્રાધ્ધમેં નિમંત્રિત હોકર પ્રોક્ષિત અર્થાત પ્રોક્ષણ નામક શ્રૌત સંસ્કાર સંસ્કૃત યાગાર્થ (એટલે શ્રાધ્ધમાં શ્લોકો વિગેરે જેનાપર ભણવામાં આવ્યા હોય તે અને કુર્બાની જે કે ધર્મની ક્રિયા મુજબ કરવામાં આવે તે) પશુકા હતા વશિષ્ટ (વધેલું) માંસ એવ (એટલે) બ્રાહમણ દેવ વા પિતૃગણકો અર્પિત તકર (સવાબ પોંહચાડીને) તદવશિષ્ટ (વધેલું, રહેલું) [બચાહુઆ] માંસ ભોજન કરનેમેં દોષ (ગુન્હો) નહીં હૈ" [યાજ્ઞવલ્કય સંહિતા અધ્યાય ૧] ૩ 'વિપ્ર મંત્રદ્વારા અસંસ્કૃત પશુ (જે જનાવર પર તેને કાપતી વખતે શાસ્ત્રો પ્રમાણે તે વખતે ભણવાના મંત્રો નહીં બોલાય તો તેનું માંસ) કભી ભોજન ન કરે પર સનાતન નિયમોં કે અનુસાર મંત્ર સંસ્કૃત પશુ ભોજન કર શકતા હૈ" મુસલમાનોને ત્યાં પણ ઝુબેહની વખતે જો તકબીર કહી હોય તોજ તે જાનવરનું માંસ ખાવું જાયજ છે નહીં તો હરામ છે. કેવો ખુલ્લો અને એક સરખો હુકમ છે! (વિષ્ણુ સંહિતા અધ્યાય ૫૧. એ ઉપ્રાંત ઉપર ઘણા દાખલા એ બાબતમાં આવી ગયા છે.

**જાનવરો શા માટે પેદા કરવામાં આવ્યાં? અને તેઓને ધર્મના હુકમ પ્રમાણે કાપવામાં કાપનારને કંઇપણ ગુન્હો થાય છે કે?** ૧ સ્વયં બ્રહ્મા (જી) ને **યજ્ઞ (કુર્બાની) કે લિયેહી (ને માટેજ) પશુ બનાયે હૈં.** યજ્ઞ (કુર્બાની) ભી સર્વ સાધારણ (**આમલોકોની**) મંગલાર્થ (**ખુશી તફરીહને માટે**) કિયે ગયે હૈં. **ઇસ લીયે યજ્ઞમેં જો વધ (કુર્બાની, ઝુબહ) હોતા હૈ ઉસકી ગિનતી વધમેં નહીં હોતી; સુતરાં [તેથી કરીને] પાપજનક (તેને માટે અઝાબ ગુન્હો થાય તેવી) નહીં હોતી"** (વિષ્ણુ સંહિતા અધ્યાય ૫૧) પાનું ૫૫ ભા. ૨ ૨ "યજ્ઞ કે લિયે પશુકી હિંસામેં [ઝુબહ કરવામાં] દોષ (ગુન્હો) નહીં હૈ. બ્રહ્મા (જી)ને સ્વયંહી (બીલકુલ) યજ્ઞ કે લિયે ઓર સંપુર્ણ યજ્ઞોંકી સિધ્ધી કે નિમિત (એટલે કયા કયા જાનવરો કયા કયા યજ્ઞોમાં વાપરવામાં આવશે તે પ્રમાણેજ) પશુ રચે (પેદા કીધા) હૈં. **તિસસે (તેથી કરીને) યજ્ઞ કે વિષે જો વધ હૈ વહ વધ હિંસા નહીં હૈ.** ૩૯" (મનુસ્મૃતિ અધ્યાય ૫. પાનું ૩૦૩ તર્જુમો કરનાર પંડિત ભીમસેનજી શર્મા ગુજરાનવાલા) પાનું ૪૫. ૩ લગભગ ઉપર મુજબનોજ તર્જુમો લખીને લખે છે કે "**યજ્ઞમેં પશુ વધકી હિંસા (ગુન્હો) નહીં લગતી**" (મનુસ્મૃતિ અધ્યાય ૫ પાનું ૩૮૪ પંડિત જવાલા પ્રશાદજીનો તરજુમો). ૪ "યજ્ઞમેં પશુઓંકા વધ કરના હિંસા નહીં હૈ" (વસિષ્ટ સ્મૃતિ પાનું ૨૧) પાનું ૪૬. ૫ "શ્રી શંકરાચાર્ય (જી) કે પાસ જબ બૌધ સાધુ આયા ઉસને પૂર્વ પક્ષ કીયા. અહિંસા પરમોધર્મ ઇત્યાદિ તબ શંકરાચાર્ય (જી) ને ઉત્તર (જવાબ) દિયા "રેરે સૌગત નીચતર અહિંસા (જાનવર નહીં કાપવા) કેસે ધર્મ હો સકતા હૈ? યજ્ઞ સંબંધિ હિંસા [જનાવરો કાપવા] ધર્મ રૂપ હોનેસે યજ્ઞમેં છાગ [બકરા] આદિ પશુ મારે જાતે હૈં, સો દેવતાઓંકે તૃપ્તિકા કારણ હોનેસે હિંસા નહીં હૈ. "**તત્રવેદાઃ સહસ્રં પ્રમાણં**" ઉસમેં વેદકી હઝારોં શ્રુતિયાં પ્રમાણ હૈ" (આનંદગિરિ કૃત શંકર દિગવિજય પ્રકરણ ૨૬) પાનું, ૧૫ ભાગ ૨.

**શ્રાદ્ધમાં માંસ કેવી જરૂરી વસ્તુ છે.** "હેમાદ્રિ (નામની ચોપડી) મેં દેવલકાભી કથન હૈ કિ માંસકે વિના કિયા ભી શ્રાદ્ધ ન કિયા હૈ" (નિર્ણયસિંધુ તૃતીય પરિચ્છેદ પાનું ૫૩૫-૩) પંડિત જવાલાપ્રશાદ મિશ્ર ( મુરાદાબાદવાળા

ના તરજુમો). એટલે માંસ વિના શ્રાદ્ધ કરવો અથવા નહીં કરવો સરખોજ છે. ૨ "મધુપર્ક જ્યો તિષ્ટોમ [એક તરેહની કુર્બાની] આદિયજ્ઞ ઓર પિતર ઓર દેવતાઓંકે શ્રાદ્ધ આદિ કર્મ ઈનમેં હી પશુઓંકી હિંસા (જાનવરોની કતલ) કરતી; અન્યત્ર (એ સિવાય બીજે ઠેકાણે) નહીં કરની યહ મનુ [જી]ને કહા હૈ" (મનુસ્મૃતિ અધ્યાય ૫ પાનું ૩૦૩) પાનું ૪૩ ૩ "યજ્ઞકી સિદ્ધિકે લિયે જો યજ્ઞકે અંગ રૂપ માંસકા જો ભક્ષણ હૈ સો તો દૈવ વિધિ કહી હૈ (મનુસ્મૃતિ પાનું ૩૦૦) પાનું ૪૩. **જાનવરોને કાપ્યા વગર પણ શું માંસ મળી શકે છે?** "પ્રાણિયોંકી હિંસા કિયે (કાપ્યા) વિના કહીંભી માંસ પ્રાપ્ત નહીં હો સકતા (મળી શકતું નથી) ઓર પ્રાણિયોંકા વધ (ઝુબહ) કરના દુઃખકા હેતુ હૈ, ઇસસે **યજ્ઞમેં પશુઓંકા વધ કરના હિંસા** (ગુન્હો) **નહીં હૈ,"** (વસિષ્ઠ સ્મૃતિ બ્રહ્મ પ્રેસ ઇટાવામાં ૧૯૦૭માં છપાયલીના પાના ૨૦–૨૧) પાનું ૨૩. ૨ "યજ્ઞમેં હિંસા અવશ્ય હોતી હૈ" (મત્સ્યપુરાણ અધ્યાય ૧૪૨) પાનું ૧૫. **ધર્મના કાયદા મુજબ કપાયલા જાનવરનું માંસ કોને કોને ખાવું યોગ્ય છે.** ૧ "અનાદિ વિધિ (પશુયજ્ઞ આદિ) મેં ટિકા હુઆ [લાગેલા] બ્રાહ્મણ મંત્રોંસે જીનકા સંસ્કાર હુઆ હૈ એસે પશુઓંકો (એટલે કાપતી વખતે જે જાનવરો પર મંત્રો ભણાયા છે તેવા જાનવરોના ગોશને) ભક્ષણ કરે" પાનું ૩૦૨) ૨ શ્રાધ્ધ ઔર મધુપર્કમેં માંસકો ભક્ષણ કરે કયોંકી ગૃહય સુત્રમેં મધુપર્કભી માંસ સહિત કહા હૈ. ઔર નિયુક્ત ભી અવશ્ય [જરૂર] માંસકો ભક્ષણ કરે. (પાનું ૨૯૯. ૩ "યદિ દ્વિજાતિ (બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય) કી ઇચ્છા માંસ ખાનેકી હો તો યજ્ઞમેં પ્રોક્ષિત હુએ (વપરાયલા) શુધ્ધ માંસકો ભક્ષણ કરે (ખાય)." (પાનું ૩૮૦ મનુસ્મૃતિ અધ્યાય ૫). પાનું ૪૩.

**આગલા મુનિ ઋષિઓએ પણ શું એમ કીધું હતું?** ૧ "પહિલેભી ઋષિયોંકે યજ્ઞોંમેં ઔર બ્રાહ્મણ ઔર ક્ષત્રિયોંકે યજ્ઞોંમે શાસ્ત્રોકત (શાસ્ત્રોમાં લખ્યા મુજબ) મૃગ (હરણ) ઔર પક્ષિયોંકા જિસસે પુરોડાશ હુએ હૈં ઇસસે આધુનિક મનુષ્યભી યજ્ઞકે લિયે પ્રશસ્ત મૃગ ઔર પક્ષિયોંકો મારેં." (પાનું ૨૯૮). ૨ "બ્રાહ્મણોંકો યજ્ઞકે લિયે ઔર પાલના કરને યોગ્ય માતા પિતા આદિકી પાલના કરનેકે લિયે (એટલે તે લોકોનું ભરણ પોષણ કરવા માટે, તેઓને ખવાડવા વાસ્તે) પ્રશસ્ત (શાસ્ત્રોકત) મૃગ ઔર પક્ષી મારને યોગ્ય હૈં કયુંકિ અગસ્ત્ય મુનિને પહિલે એસેહી કિયા હૈ. (પાનું ૨૯૮ મનુસ્મૃતિ અધ્યાય ૫). પાનું ૪૩. માંસની આટલી બધી તારીફો થાય, ધર્મના માતબર ગ્રંથોથી અને મહાન વેદ ભગવાનો, ઋષિયો મુનિયોના તેઓની પોતાની લખેલી સ્મૃતિઓમાંના ફરમાનો, અને તેઓના પોતાના તેમજ કીધેલા કાર્યો (કામો)થી જ્યારે તેનું ખાવું ખવાડવું સાબેત થાય છતાં જે લોકો તેને છોડે તેઓ માટે જે નુકસાની છે તે વાંચશો:—૧ "શ્રાદ્ધ ઔર મધુપર્કમેં નિયુકત હુઆ **જો મનુષ્ય માંસકો નહીં ખાતા** વહ મરનેકે અનંતર ઇકકીશ (૨૧) જનમ તક પશુ હોતા હૈ [પાનું ૩૦૧ મનુસ્મૃતિ અધ્યાય ૫ લખનૌમાં છપાયલી] પાનું ૪૩.

૨ "યજ્ઞ ઔર શ્રાદ્ધમે નિયુકત કિયા હુઆ ઋત્વિગાદિ (હોમ વિગેરેને) અધિકાર કરકે યદિ બ્રાહ્મણ માંસ નખાવે તોભી પતિત (ભ્રષ્ઠ, બેદીન) હોજાતા હૈ (વ્યાસ સ્મૃતિ અધ્યાય, ૩, પાનું ૨૫–૨૬) પાનું ૪૬. ૩ "જબ શ્રાદ્ધમેં નિમંત્રણ સ્વીકાર કરકે યજમાનકે (જેણે નોતર્યો હોય તેને ત્યાં) યહાં નિયુકત બ્રાહ્મણ યદિ માંસકો ત્યાગ દેવે (ખાય નહીં પણ છોડી દીએ) તો પશુકે શરીરમેં જિતને રોમ (રૂવાં) હોવે ઉતને વર્ષો તક નરક (જહંનમ) મેં વસતા હૈ (રહે છે)." (વસિષ્ટ સ્મૃતિ બ્રહ્મ પ્રેસ ઇટાવામાં છપાયલીનું પાનું ૪૩). પાનું ૪૫. ×

× Vashishtba Dharmasastra, Translated by George Buhler edited by F. Max Muller Page 54. (34) "But on ascetio who invited to dine at a Sacrifice of the manes or of the gods rejects meat, shall go to hell for as many years as the slaughtered beast has hairs.

એ તો આગલા ઋષિ મુનિઓનું ફરમાન છે પણ હાલના જમાનાના મહા મહોપાધ્યાય ધર્મ-શાસ્ત્રાગ્રગણ્ય શ્રી પંડિત ભીમસેનજી શર્મા સાહેબ+ ગુજરાંવાલા (પંજાબ) ના પ્રખ્યાત વિદ્વાન કે જેવણે ઘણીખરી સ્મૃતિઓને હિંદી ભાષામાં તરજુમો કરી પ્રગટ કીધી છે તેવણનો શો અ-ભિપ્રાય છે તે સાંભળો:—"જિસ યજ્ઞાદિક (કુર્બા-નીના) કર્મ (કામ) મેં જિસ પ્રકારકા (તરેહ) જિસ પશુકા બલીદાન (હોમ) વેદમેં કર્તવ્ય (કરવો જરૂરનું) કહા હૈ વહાં વહ કર્મ હિંસા (ગુન્હો, ઝુલ્મ) નહીં અધર્મ (બેદીની) નહીં, કિંતુ [પણ] વેદોકત (વેદમાં ફરમાવેલો) ધર્મ હૈ" (બ્રાહ્મણ સર્વસ્વ ભાગ ૪ અંક ૧ પાનું ૧૨). "વેદશાસ્ત્રોમેં વિહિત (બયાન કીધેલું) મદ્ય (શરાબ), માંસ ઔર મૈથુન (સ્ત્રી મેલાપ)મેં દોષ (ગુન્હો) નહીં હૈ. ક્યોં કિ જિસકા વિધાન (બ-યાન) કિયા ગયા વહ ધર્મ કોટિમેં આ ગયા. (બ્રાહ્મણ સર્વસ્વ ભાગ ૪ અંક ૫ પાનું ૧૯૪). "**હમારી તો રાય યહ હૈ કિ જિન લો-ગોંકા મત હૈ કિ વેદમેં મદ્ય માંસાદિ સર્વથા નહીં વા** (અથવા) **હે તો પ્રક્ષિપ્ત** [મનસૂખ, છોડાયલાં] **હૈં, અથવા ઉસકા અર્થ હી કુછ ઔર હય, એસા માનનેવાલે સભી** આર્ય સમાજિયોંકે બડે ભાઇ **વેદ વિરોધી હૈં, કે જો વેદકે પ્રત્યક્ષ સિદ્ધાંત** (કતાઈ દલીલ) **કો લૌટના** (અર્થમાં ફેરફાર કરવા) **ચાહતે હૈં.**" (બ્રાહ્મણ સર્વસ્વ, ભાગ ૪, અંક ૫, પાનું ૧૯૮).

માંસની આટલી બધી તારીફ અને તેને ખાવા ખવાડવાના હુકમો જોઇને અને માનીને જે માંસ ખાય અને તેને ખાવાને બુરૂં નહીં ગણે તેમજ ખાનારાઓને બુરાં નહીં સમજી પોતે પણ કુર્બાની કરતો રહે તેને માટે તેમજ કુર્બાની થયેલા અથવા હલાલ કીધેલા જાનવરને માટે પણ શા શા ફાયદા છે તે વિચારશો:–૧ "ઔષધિ (દવાની જડીબુટ્ટી), પશુ, વૃક્ષ (ઝાડ), તિર્યક ઔર પક્ષિ સકલ યજ્ઞમેં મારે જાકર પુનર્વાર (બીજા જન્મમાં) ઉન્નતિ (મોટા દરજ્જાને) પ્રાપ્ત હોતે હૈં, અર્થાત ગંધર્વાદિ (ગવૈયાઓ વિગેરેના) યોનિ (અવતાર) પ્રાપ્ત [હાસેલ] હોતે હૈં." પાનું ૫૫. "વેદાર્થ (વેદોના) તત્વાભિજ્ઞ (મૂળ મતલબ જાણનાર) દ્વિજ **(બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય) યજ્ઞમેં પશુ હિંસા કર પશુકો ઔર અપનેકો ઉત્તમ ગતિ પ્રાપ્ત કરતા હૈ.** (વિષ્ણુ સંહિતા અધ્યાય ૫૧) પાનું ૫૬ ૨ "વેદકે તત્વ કો જાનતા હુઆ દ્વિજ ઇન મધુ-પર્ક આદિમેં **પશુઓંકી હિંસા કરતા હુઆ અપને આત્મા (રૂહ) ઔર પશુ કો ઉત્ત-મ ગતિકો પહુંચાતા હૈ.** (મનુસ્મૃતિ અધ્યાય ૫. પાનું ૩૦૩). પાનું ૪૩.

સાથે સાથે મોટી ફાયદાકારક વાત એ પણ માલમ પડી કે જે લોકો આ જમાનામાં કલિ-યુગમાં જાનવર કાપવાને અને માંસ ખાવાને બુરૂં કહેનાર છે અને કેટલાક પુસ્તકોથી તેઓ આધાર લે છે તેઓની વાતો અને આધારને પોતે આ જમાનાના ધર્મના માનીતા આગેવાનો જેવાકે શ્રી શંકરાચાર્યજી મહારાજ, પંડિત ભીમસેનજી શર્મા, શ્રાધ્ધ વિવેક ચોપડીના રચનાર સાહેબ, ડી. એ. વી. કૉલેજના સંસ્કૃત પ્રોફેસર પંડિત રાજારામજી મિશ્ર, અને મહાઋષિ શ્રી ૧૦૮ સ્વામી દયાનંદ સરસ્વતિજી મહારાજ × અને હિંદુસ્તાનના જથાબંધ બ્રાહ્મણોએ (જેવી રીતે કે આગળ આવે છે) માતબર અને માનવા લાયક

+ આ ચોપડીમાં જે જે સ્મૃતિઓનો હિંદી તરજુમો લખ્યો છે તે એવણનો તરજુમો અથવા તો ભારતધર્મ મહામંડળના મહોપદેશક શ્રી જવાલાપ્રસાદજી પંડિત મુરાદાબાદવાળાનો જાણવો.

× "માંસકા પિંડ દેના, માંસસે હવન કરના વાંઝ ગાયકા હવન કરના" સ્વામી દયાનંદ સરસ્વતિ મહારાજની સત્યાર્થ પ્રકાશ છપાયલી ૧૮૭૫માં, ૧લી આવૃત્તિ પાનું ૪૫, ૧૪૮, ૧૪૯, ૧૭૧, ૩૦૨, ૩૦૩, ૩૯૯, ગૌ રક્ષકને ચેતવણી પાનું ૧૩, આવૃત્તિ ૪થી] અને પાનું ૨૭ બી. ત્રિ"

ગણેલાં નથી, જો માતબર હોત તો આવા મહાન વિદ્વાનો તે હુકમને રદ કરતે નહીં.

**માંસ ક્યાં ક્યાં ખાવું, જાનવરો ક્યાં ક્યાં કાપવા માટે આ હાલના જમાનામાં પણ હુકમ** "અગ્નિષ્ટોમાદિ યજ્ઞોંમેં અગ્નિષોમીય આદિ પશુકા વિધાન ઔર વહાં શેષ માંસ ભક્ષણકાભી (ખાવાનો પણ) વિશેષ વિધાન સ્પષ્ટ રૂપસે (ખોલાસા સાથે) વિસ્તાર કે સાથ (લંબાણથી) કિયા ગયા હૈ" (બ્રાહ્મણ સર્વસ્વ ભાગ ૪, અંક ૫). પાનું ૧૫ ભાગ ૨.

કઇ કઇ જગ્યાના **વિદ્વાન બ્રાહ્મણો માંસ ખાય છે અને તેને માટે પુરાવો પણ રજુ કરે છે.** "મૈથિલ, કાન્યકુબ્જ બંગાલી આદિ બ્રાહ્મણ પ્રાયઃ માંસ ખાતે હૈં." વિન્ધ્યાચલ, બનારસ, કલકત્તા આદિ સ્થલોંમેં દેખ સકતે હૈં; પ્રમાણભી દેતે હૈં **દુર્ગાપાઠ** [નો પુરાવો] "સુરામાંસોપહારૈશ્ચ" (એટલે દુર્ગાદેવી કાળીદેવીને) મદ્ય [શરાબ] માંસકી ભેટ કરના. ઇત્યાદિ ઔર પનજાબ દેશમેંભી સહસ્રાં (હજારો) બ્રાહ્મણ માંસ ખાનેવાલે વિદ્યમાન (વિદ્વાન) હૈં. "જરા કાસ્મીર ઔર પહાડી [ડુંગરે] બ્રાહ્મણોંકે દર્શન કીજિએ આપકા સંશય ઝટ દૂર હો જાયગા." (પાનું ૧૪ ભાગ. ૨.)

**શું હાલમાં પણ કોઈ ઠેકાણે યજ્ઞો વધ વિગેરે થાય છે કે?** "મુંબઇ કે ગવર્નર ઓનરેબલ ડંકન સાહેબકો બડોદે (વડોદરા) કે રેસિડંટ કર્નલ વૉકર સાહેબને તા. ૧૫ માર્ચ ૧૮૦૮કા રિપોર્ટ કિયાથા, જિસમેં કરાડા બ્રાહ્મણોંકી મનુષ્ય બલિ (માણસની કુર્બની) દેનેકી બાત વિસ્તારસે લિખી હૈ." 'જિસે દયાળુ ગવર્નમેન્ટને બન્દ કિયા હૈ." પાનું ૯ ભા. ૨ શું આવો ખુલ્લો દાખલો હોવા છતાં કોઇ કહી શકશે કે માણસ અને પશુને આ કળિયુગમાં વધ અથવા હોમ નહીં કરવાનો હુકમ એકમતે મનાયલો છે? અને એકે મતે તેને માતબર ગણ્યો છે? ૨ "ઔર **કાશીજી** આદિ કિતનેક સ્થલોંમેં અદ્યાવધિ **બકરેકા યાગ** [કુર્બાની) હોતા સુનનેમેંભી આતા હૈ. સિધ્ધપુર, ગુજરાત દેશમેં સોમયજ્ઞ હુઆથા જિસમેં બકરેકા બલિદાન દિયા ગયાથા. સંવત ૧૯૫૨ વૈશાખ માસમેં ક્રીસનગઢ દેશ મારવાડમેં સોમયજ્ઞ હુઆથા જિસમેંભી **બકરે મારે ગયેથે.**" પાનું ૮૩.

૨ ત્રાવણકોર જીલ્લાના ટીનીપલ તાલુકાના મંડીકલ નામના **દેવલમાં દર વર્ષે હજારો મેંઢાં મર્ઘાઓને ધર્મ તરીખે કાપવામાં આવે છે.** ૩ તેલંગ દેશમાં એકજ દિવસે કેટલેક સ્થળે **દશ દશ હજાર જાનવરો** પણ **કાપવામાં** આવે છે; જેમ કુકકર, **મેંઢાં મર્ઘાઓને જીવતાં સુલાઓ** (લોખંડના ભાલા) **ઉપર વિંધે છે.** કેટલાક ગામોમાં **પારીઆ પુજારીઓ, જાનવરની ગરદન** જ્યારે **કાપી નાંખવામાં** આવે ત્યારે તેના ધડમાંથી નીકળતું **લોહી તેઓ ચુસે છે.** ૪ મીસીસ ચારટન કહે છે તે પ્રમાણે કેટલીક જગ્યાએ એવો પ્રચાર ચાલે છે કે **પુજારી** પોતે પોતાનું શરીર (વાઘના રંગ જેવું) રંગીને **દીપડા જેવો બને છે,*** ને પછી તેવા વેશમાં તે **ગરીબ મેંઢા તરફે તરાપ મારીને દોડે છે** અને તેની **નળગોટા** (નરખરા) **ની નસ દાંતથી કાપીને** તેમાંથી નીકળતું લોહી ચુસે છે. ("સાંજવર્તમાન" મુંબઇ શનિવાર તા. ૧૪-૧૦-૧૯૧૬, કૉલમ ૫-૬ પોતે જીવદયા મંડળના ભાષણ કરનારનો ઇકરાર). (એ બાબતોના મોકાબલા માટે વાંચો હદીસો નંબર ૫, ૨૮. અને આયત બીજી સૂરએ માએદા)

છેવટે સ્વામી શંકરાચાર્યજી મહારાજના એક વચનપર આ મારૂં લખાણ હું સમાપ્ત કરૂં છું જાનવરો કાપવા અને માંસ ખાવું કે નહીં એ બહુ પુરાના વખતની તકરાર પોતે હિંદુ ધર્મમાંજ છે, જેની દલીલો જોતાં, નહીં કાપવા અને માંસ નહીં ખાવું એ માત્ર જૈન ધર્મવા-

---

* મોહર્રમમાં વાઘ બનવું કોઈ એવાજ પૂજારીથી મુસલમાનો શીખ્યા હશે. માણસ મુસલમાન હોવા છતાં જાનવર કોણ જાણે કેમ બનતાં હશે શરમ!

ણાઓનોજ મત છે એમજ એક સત્ય શોધકને સાબીત થશે. અને જાહેર છે કે જૈન ધર્મ હિંદુ ધર્મથી તદન જુદોજ ધર્મ છે. હિંદુ ધર્મને તેની સાથે કંઇપણ સંબંધ નથી. પણ "સોબત તેવી અસર" થી એ લોકો પણ તેઓના મત તરફ દોરાયલા જણાય છે "તબ પરમ ગુરૂ શંકરાચાર્યને ભટ્ટાચાર્યકો દેખકે કહા હે દ્વિજ! અજ્ઞાન કરકે તૈને યહ અવસ્થા (હાલત) પ્રાપ્તકી હૈ, હે મૂઢ! (બેવકુફ) તું ગૂઢ (બારીક) અર્થવાલે વ્યાખ્યાનોં (બયાનો) કો નહીં જાનતાઃ— માનવાલે (જાનવર કાપનાર) કો જો હંતા હિંસક (જુબેહ કરનાર, ઇજા પોંહચાડનાર, જુલમી) માનતા હૈ, ઔર હનંકો (ઝબેહ, કાપવામાં આવેલું જનાવરને) મરા માનતા હૈ, વે (તેઓ) દોનોંહી અજ્ઞ (બેવકુફ, જાહેલ) હૈં. ક્યોં કિ ન યહ [કાપનાર] કિસીકો મારતા હૈ (કાપે છે, ઝુબહ કરે છે.) ઔર ન [વહ, કપાયલું જનાવર] કિસીસે મરતા હૈ". (શંકર દિગવિજય પ્રકરણ ૫૫, બનાવનાર આનંદ ગિરિજી મહારાજ, પાનું ૧૪). હવે કુર્બાની કરનારાઓને ભુંડું બોલનારા, કુર્બાની કરનાર અને કુર્બાનીના જાનવર, તેમજ ખાવા માટે કાપનાર અને ખાવા માટે કપાયલા જાનવરમાં ભેદ કે ફરક ગણનારા અને તેને હિંસા દોષ, પાપ કહેનારા વિચારી લેશો કે આવા મોટા વેદાંતીઓના આગેવાનનો મજકુર બાબતમાં શો મત છે. વસ્સલામો અલા મનિત્તબઅલ હુદા.

**ખર્બુઝા નીચે હો ગર તલવારકે**
**યા ગિરે ઉપરસે ઉપર ધારકે**
**ખર્બુઝા કાટે છુરીકો ક્યા મજાલ**
**હર તરહ કટતા હય વો બેકીલો કાલ.**

પ્રિય વાંચકો! શ્રી સુરત જીવદયા પ્રબોધક મંડળ તરફથી રા૦ રા૦ દોલતરાય દાજીભાઇ દેશાઇ સાહેબ તરફથી એક ચોપાન્યું મારા જોવામાં આવ્યું. જેનું મથાળુ તો **પેગંબર સાહેબના ફરમાનો** કરીને છે. જેના અર્થ દરેકે દરેક માણસ એ સમજશે કે એમાં જે કંઇ લખેલું છે તે દરેક બાબતનો પુરાવો પ્રગટ કરનાર સાહેબે પેગંબર સાહેબના ફરમાનોથી દીધેલો હશે. પણ મારે ઘણા અફસોસ સાથે લખવું પડે છે કે આટલા મોટા બોધક મંડળ તરફથી મુસલમાનોને બોધ આપવા ઉભા થયલા બોધક, આખા ચોપાન્યામાં પેગમ્બર સાહેબનો, પોતાના દાવાઓના પુરાવામાં, એક પણ એવો ફરમાન લાવી શકયા નહીં કે જેને વાંચી મુસલમાનોને માનવુંજ પડતે કે બેશક આ પેગમ્બર સાહેબનોજ ફરમાન છે.

મુસલમાનો પોતાના ધર્મની દરેક બાબત તપાસવાપર આજે લગભગ ચૌદસો વર્ષ થયાં એવા ચુસ્ત છે કે અમારા ઇસલામી ધર્મમાં ગમે તેવો મહાન મુનિ કે ઉપદેશક હોય તે જ્યાંસુધી માનીતી અને પ્રખ્યાત હદીસો (પેગમ્બર સાહેબ (સલ) ના ફરમાનોની કીતાબોમાંથી મુસલમાનોએ તે તપાસવાના જે જે કાયદાઓ મુકરર કીધા છે તે કાયદાઓ મુજબ તેનો પુરાવો નહીં દે ત્યાં સુધી તેની વાતને "સત્ય હય મહારાજ" કહીને માન આપતા નથી. (વાંચો દશમા ફરમાનમાં આવેલી હદીસ વાસ્તેની નોટ.)

પેહેલોજ ફરમાન જે તેણે લખ્યો તે હઝરત અલી [રદી] નો છે જેવણને સર્વ મુસલમાનો પેગંબર સાહેબના એક શિષ્ય માને છે તેવણને પેગંબર માનતા નથી. જ્યારે તે ઇસલામી દીનથી એવો અજાણ છે કે ગુરૂ કોણ છે અને શિષ્ય કોણ છે એની પણ તેને ઓળખાણ નથી ત્યારે મુસલમાનોને બોધ આપવા અને તેઓની ધર્મ બાબતોમાં હાથ નાંખવા ઉભા થવું એક નવાઇ જેવી વાત છે.

હવે તે ફરમાન તેણે મુસલમાનોની કઇ માનીતી કિતાબમાંથી લખ્યો! તેનો પત્તોજ નથી તેથી મુસલમાનો તેને માનશેજ કેમ? મુસલમાનો સારી પેઠે જાણે છે કે તેઓના દીનમાં ફેરફાર કરવા માટે આગલા વખતોમાં એવા ઘણા લોકો ગુજરેલા છે કે જેઓએ હઝરત અલી (રદી) તો માત્ર પેગંબર સાહેબ [સલ] ના એક શિષ્ય છે પણ પોતે પેગંબર સાહેબ (સલ) ના ફરમાનોને નામે લાખો જુદા ફરમાનો પોતે બનાવી લોકોમાં પ્રગટ

કરી દીધા છે. અને પરમેશ્વરનો બેહદ પાડ અમને માનવો જોઇએ કે અમારી પાસે તેવા બનાવટી ફરમાનોની સંખ્યાબંધ ચોપડીઓ મોજુદ છે, કે વખતે કોઇ માણસ બનાવટી ફરમાનોમાંથી કંઇ પ્રગટ કરે તો તરત પકડાઇ જાય અને તે ચોપડીઓ મોજુઆત (બનાવટી ફરમાનો) ને નામે અમારામાં ઓળખાય છે.

હવે એ ફરમાનના અર્થ બોધકે જે પોતે કીધા છે. તેને તપાસીએ "તું પશુઓની કબર તારા પેટમાં કરીશ નહીં અર્થાત પશુ પક્ષીઓને મારી તું ખાઇશ નહીં." પહેલાં તો બોધકજીને અર્બી ભાષા આવડતી નથી તેમજ જેની પાસે એનો તરજુમો ગુજરાતીમાં કરાવ્યો છે તે પણ બાપડો અજાણ જણાય છે. **"ફલા તજઅલુ"** અને **"બુતુનકમ"** તેમજ **"મકાબેર" નો તરજુમો** એક વચનમાં કર્યો છે અગર જો એ શબ્દો બહુવચનમાં છે તે ઉપ્રાંત એ શબ્દ **"ફલા"** છે તેને **"ફલ"** લખ્યો છે. અર્બી ભાષાના એટલા બધા જ્ઞાન સાથે કુર્આને શરીફના પુરાવા આપવાને, અર્થો કરવાને, અને મુસલમાનોને માટે પ્રબોધક મંડળ તરફથી બોધ કરવાને એવો વિદ્વાન ચુંટાય તો એમાં નવાઇજ શી !

એ વાકય બોધકજીએ તો શું પણ તેઓના મદદગારે જ્યાંથી લીધું છે તે અપુર્ણ લીધું છે. કેમકે જો પુરૂં વાકય હોત તો "લા તજઅલુ" શબ્દથી શરૂ થાત કારણ કે અર્બી ભાષામાં "ફે" અક્ષર "તઅકીબ" ને માટે આવે છે એટલે જે ઠેકાણે "તેથી કરીને, ત્યારે, ત્યાર પછી, પછી" શબ્દો વાપરવાની જરૂર હોય છે તે ઠેકાણે વાકયના પહેલા અક્ષર સાથે "ફે" અક્ષર લગાડી મજકુર અર્થ દર્શાવાય છે. ત્યારે કલ્પના કરવાથી એમ જણાય છે **અબોનો** ખોરાક ઘણું કરીને **માંસ** છે, અને **તેથીકરીને** બોધકજીના લખાણ પર ભરોસા કરીને માની પણ લઇએ કે આ હઝરત અલી (રદી.) નાં વચનો છે તો આપે કોઇ અતિશય ખાનારા અને પરમેશ્વરની બંદગીને તજનારા આળસુ માણસોને આ બોધ આપ્યો છે કે "જેમ મડદાં વગર ભકિતએ કબરમાં પડયાં રહે છે તેમ તમે અતિશય માંસાહાર કરીને આળસુ થઇ પડયા નહીં રહો પણ ભુખ્યા રહો કે જેથી ભકિત વધારે કરવાને શકિતવાન થાઓ અતિશય ખાવું માણસને ભકિતથી રોકાણ કરે છે, **તેથી કરીને** તમારા પેટોને જનાવરોની કબરો બનાવશો નહીં." (વાકયનો ખરો તરજુમો "તેથી કરીને" શબ્દથી છેવટ સુધી હવે ખરો થયો) જેવી રીતે કે કોઈ ધર્મગુરૂ પોતાના લાડુભટ્ટ શિષ્યને કે જે હંમેશ "મોદકાન" ( લાડવા ) ખાઇને આળસુ થઇ પડી રહેતો હોય તેને અને બીજા શિષ્યોને કહે કે "ભાઇ ભુખ્યા રહો અને ભકિત કરો અતિશય લાડવા ખાવાથી ભકિત થઈ શકશે નહીં અને **તેથી કરીને** એ શિષ્યો ! આ લાડુભટ્ટની પેઠે **તમે તમારા પેટોને લાડવાઓનો ભંડાર બનાવશો નહીં."** તો જ્યારે કોઇ પણ સમજુ માણસ ગુરુજીના આ વચનથી એમ સમજશે કે બ્રાહ્મણોને તદન લાડવા ખાવાજ નહીં જોઇએ ત્યારે બોધકજીના રજુ કીધેલા હઝરત અલી (રદી.) ના આ ફરમાનથી મુસલમાનો પણ માની લેશે કે ગોશ ખાવું અને તેને માટે જનાવરો કે પક્ષિઓને મારવા હરામ છે.

એ પછી બોધકજીએ પેગંબર સાહેબ (સલ) ના **બીજા ફરમાનને** રજુકરવાને ઠેકાણે એક ફારસી ભાષાનો શેઅર (કડી) રજુ કીધો છે તેપણ તેવીજ રીતે, નહીં કિતાબનું નામ અને નહીં કોઈ પત્તો. અને તેમાં વળી ખુબી એકે ઉપર રજુ કીધેલા અર્બી ફકરાનો પુરેપુરો તરજુમોજ છે. અને એ તો સૌ મુસલમાનો જાણે છે કે તેઓના પેગંબર (સલ) ની ભાષા ફારસી નહતી. અને તેથીકરીને તે પેગંબર સાહેબનો ફરમાન થઇ શકતોજ નથી. તર્જુમાનો જવાબ તો ઉપર હું લખી ચુકયો બીજી વખતે લખવાની જરૂર નથી.

**ત્રીજા ફરમાનને** ઠેકાણે બોધકજીએ કુર્આનની આયતને પેગંબર સાહેબ (સલ)નું વચન

ઠેરવ્યું છે. જાણવું જોઇએ કે કુર્આને શરીફની દરેક આયતને તમામ મુસલમાનો એકેમતે ખોદા પાકના ફરમાનો માને છે. જો કોઈ મુસલમાન તેની એક પણ આયતને પેગંબર સાહેબ (સલ) નો ફરમાન એટલે વચન માનશે તો તેજ વખતે કાફેર થઇ જશે. વાસ્તે દરેક વાંચક સાહેબે એ વાત ખૂબ ધ્યાન પુર્વક વાંચી સાવચેતી રાખવી. પેગંબર સાહેબને અમે અલ્લાહના બંદા અને માણુસ માનીએ છીએ તેથી તેવણના વચનો કોઇ પણ રીતે ખોદાઇ વચનો થઈ શકશે નહીં. કારણકે અમે તેવણને ખોદાનો અવતાર કે રૂપ ગણુતા નથી કે જેથી તેવણના અને ખોદાપાકના વચનો કે ફરમાનો એકજ ગણાય.

ચાલો હવે બોધકજીની રજુ કીધેલી આયતને તપાસીએ (૮મા પારાની) સૂરએ અનઆમની (૧૭મા રૂકૂઅની) ૧૪૨મી એ આયત છે. મજકુર આયત, અફસોસ છે કે બોધકજીએ અથવા તેઓના મદદગારે પૂરી લખી નથી તેનું શું કારણ હશે તેતો તેઓજ જાણે. ગવર્નમેંટ ઓરિએંટલ ટ્રાન્સલેટર જનાબ શેખ મોહંમદ ઇસફેહાની સાહેબના **ધી મુસ્તફાઇ પ્રિંટિંગ પ્રેસમાં** ૧૩૧૮ હિ. માં છપાયલા કુર્આને મજીદના ગુજરાતી તરજુમા પરથી, પહેલાં હું એ આખી આયતનો માત્ર તરજુમો લખું છું તે ધ્યાનમાં રાખશો "અને ચોપગાં જાનવરોમાં કેટલાંક હમુલા છે અને કેટલાંક ફરશ છે ખુદાએ જે તમને રૂઝી [રોજી અથવા ખોરાક] આપી છે તે તમે ખાઓ અને શેતાનને પગલે ચાલો નહીં. ખરેખર તે તમારે માટે ઉઘાડો દુશમન છે." (જુઓ પહેલા ભાગનો ૨૮૬મો સફહો (પૃષ્ટ).

મજકુર સફહામાંજ ભાષાંતર કર્તા મજકુર આયતમાં આવેલા શબ્દો **હમુલા** અને **ફરશ** ના શા અર્થ કરે છે તે જુઓ **હમુલા** એટલે ભાર ઉચકી જનારાં જાનવરો જેવાં કે ઉંટ, ઘોડા × વગેરે અને **ફરશ** એટલે મારી નાંખવા (ઝુબહ કરવા) માટે જમીનપર નાંખવામાં આવે છે તેવાં જાનવરો જેવાં કે બકરાં, ઘેટાં, વગેરે. કેટલાક (આલેમો) એમ કહે છે કે પહેલાં (એટલે હમુલા) નો અર્થ મોટા જાનવરો થાય છે અને બીજા (ફરશ) ના અર્થ ન્હાનાં જાનવરો થાય છે." હવે ઉપલા તરજુમામાં જો આ અર્થો ૧૪૧મી આયતની શરૂઆતને શામેલ કરી દાખલ કરશું તો નીચે પ્રમાણે થશે. "અને (ખુદા તેજ છે કે જેણે ચોપગાં જાનવરોમાં કેટલાંક હમુલા એટલે ભાર ઉંચકી જનારાં મોટાં જાનવરો જેવાંકે ઉંટ, ઘોડા, ગાય, બળદ વિગેરે અને કેટલાંક ફરશ એટલે ન્હાનાં જનાવરો જેવાં કે બકરાં, ઘેટાં, વગેરે પેદા કર્યાં છે, એ જાનવરોને તમારા ખોરાક રૂપે ખોદાએ જે તમને આપ્યાં છે તે તમે ખાઓ અને શેતાનના કહેવા મુજબ નહીં ચાલો. અને ખાવાને માટે જે જાનવરો ખોદાએ હલાલ (દુરૂસ્ત) કીધાં છે તેને નાદુરૂસ્ત નહીં ઠેરવો, કેમકે એ (શેતાન) તમારો ખુલ્લે ખુલ્લો દુશમન છે." જુઓ મજકુર અર્થ માટે કુર્આને શરીફની પ્રખ્યાત તફસીર (ટીકા) તફસીરે હુસૈની પાનું ૧૮૯.

મજકુર આયત હઝરત પેગંબર સાહેબ [સલ] પર ઉતરવાનું કારણ પણ જો અહીં લખવામાં આવે તો વાંચક સાહેબોને વધારે અનુકુળ લાગશે. ઇસફેહાની સાહેબના તરજુમા મજકુરના ૧લી જીલ્દના પાના ૨૮૭માં અને તફસીર મજકુરના પાના ૧૮૯માં એનું કારણ એમ લખ્યું છે કે "ઔફ બિન માલિક, જનાબ પેગંબર સાહેબ (સલ)ની પાસે આવ્યો અને કહેવા લાગ્યો કે "ઓ મોહંમદ ! અમારા બાપ દાદાઓએ જે ચીજ (જાનવરો ખાવાં અમારાપર) હરામ કીધી હતી * તે ચીજ (જાનવરો) ને તેં (અમારા પર) ખાવી હલાલ (દુરૂસ્ત) કરી દીધી ?" તે વખતના મુર્તિપુજકો માનતા હતા કે પેગંબર સાહેબે (સલ) માંસ ખાવું દુરૂસ્ત કીધું છે. પણ

× અને તફસીરે હુસૈની સફહા ૧૮૯માં ઉંટ અને ગાય તથા બળદ વિગેરે લખ્યાં છે.

* જેવી રીતે કે હાલમાં બોધકજી હરામ કરવા ઉભા થયા છે.

હાલ તેરસો વરસ પછી બોધકજી દાવો કરવા લાગ્યા કે પેગંબર સાહેબ માંસ ખાવું હરામ ફરમાવે છે, કેવી નવાઈની વાત ?

હઝરત પેગંબર સાહેબે (સલ) તેના જવાબમાં ફરમાવ્યું કે તમારા બાપ દાદા જે વસ્તુને હરામ ઠેરવે તે હરામ થઇ શકતી નથી, (જ્યાં સુધી ઇશ્વરી ધર્મનો કાયદો તેને હરામ નહીં બતલાવે). ત્યારે ઔફે કહ્યું (જેવી રીતે કે બોધકજીએ ચોપાન્યામાં ૧લા પાનાની ૨૨મી લીટીમાં કહ્યું છે) કે ખોદાએ (એ જાનવરો ખાવાં) હરામ કીધાં છે. ત્યારે આ આયત ખોદાપાક તરફથી જનાબે જીબ્રીલ [અલ] ની મારફતે હઝરત પેગંબર સાહેબ (સલ) ઉપર ઉતરી." અને ઔફ બિન માલેકને, જાનવરોનું માંસ ખાવાનો હુકમ ધર્મમાં હોવા છતાં અને ધર્મના આગેવાનના ફરમાનો લોકોને અપાયા છતાં, ભંભેરવા માટે, ખાવાયોગ્ય વસ્તુ હરામ ઠેરવવા વાસ્તે **શેતાનની** સાથે ઉપમા આપવામાં આવી. અલહમ્દો લિલ્લાહ ! પોતે બોધકજીની પ્રગટ કીધેલી આયતથી દરેક તરેહના, **ઇસલામી ધર્મમાં** ખાવા યોગ્ય જાનવરો, ખાવાં દુરસ્ત સાબેત થયાં, અને તેઓનું માંસ ખાવાનો ખુલ્લો હોકમ પણ મળ્યો.

હવે બોધકજીએ મુસલમાનો આગળ રજુ કીધેલા મજકુર આયતના અર્થો કેટલે દરજજે ખરા છે તે જરા તપાસીએ. **અર્થ**:—"અલ્લાએ ચોપગાં જાનવરોમાંથી કેટલાંક ભાર ઉપાડવા માટે પેદા કીધાં છે, અને ખાવા માટે જમીનને લગતી વનસ્પતિ તથા અનાજ ઉત્પન્ન કર્યું છે તે તમે ખાઓ" એ તરજુમામાં બોધકજીએ જે અપુર્ણ [અધુરી] આયત નકલ કીધી છે તે આયતમાં "માટે પેદા કીધાં છે" અને "જમીનને લગતી વનસ્પતિ તથા અનાજ ઉત્પન્ન કર્યું છે" એવા મોટા બે ફકરાના ફક્લે બાર શબ્દોને માટે આયતના કયા બાર શબ્દો અર્થી ભાષાના છે તે જો દેખાડી દીઓ તો **જીવદયા પ્રબોધક 'ભંડળમાં હું રૂ૦ ૨૫)** અંકે પચ્ચીસ આપવા ખુલ્લી રીતે કબુલ કરૂં છું.

**ચોથા ફરમાનને** ઠેકાણે પાછી કુર્આનની આયત રજુ કીધી છે. બોધકજીએ તેમજ તેવણના કોઈ ગુપ્ત મદદગારે આ લખાણુ કોઈ ચોપડીમાંથી નકલ કરેલું છે, એમ સાફ દેખાય છે. * કુર્આને શરીફ અથવા તેના કોઇ પણ ભાષાના તરજુમાને જરા ઉઘાડીને જોયો નથી તેમજ એ આયત કઇ સૂરતની છે તેની પણ બોધકજીને ખબર નથી.

બોધકજી ૧લા પાનાની ૧૩મી લીટીમાં પુરાવા તરીખે રજુ કીધેલી આયતને "**સુરા અનઆમમાં લખ્યું છે કે**" લખે છે. કુર્આનના કોઇ તર્જુમામાં જોઇ લેતે અથવા કોઇ મુસલમાનથી પુછી લેતે કે એ આયત કયા સુરાની છે. એ, **સુરા માએદાની** બીજી આયત છે. સુરા માએદા કુર્આને શરીફના છઠ્ઠા પારામાં છે અને સુરા અનઆમ સાતમા પારામાં, જે કુર્આન ભણુનાર એક આઠ નવ વર્ષનો મુસલમાન છોકરો પણ જાણે છે.

હવે પુરાવામાં રજુ કીધેલી સૂરા માએદાના પહેલા રૂકૂઅની ૨જી આયતનો ખરો તરજુમો તેજ મી૦ ઇસફેહાનીના ગુજરાતી તરજુમાપરથી લખું છું તેને બોધકજીના તરજુમા સાથે જરાં સરખાવી જોશોઃ—"મુરદાર અને લોહી અને ડુકકરનું માંસ, અને જે કંઇ કાપતી વખતે ખોદા સિવાય બીજાનું નામ પોકારવામાં આવ્યું હોય તે, અને જેને ગુંગળાવીને મારી નાંખ્યું હોય તે, અને જે શીંગ મારથી મરી ગયું હોય તે, અને જે જંગલી પશુઓનું ખાધેલું હોય તે, સઘળું તમારે માટે હરામ થયું છે. પણ તેમાંથી જરા જીવ જોઇ તમે કાપી નાંખો તો હલાલ છે. તેમજ જે મૂર્તિઓના નામથી કપાયલું હોય તે, અને તમે તીરની સોરઠીથી ભાગ પાડો તે પણ હરામ થયું છે."

---

* બોધકજીએ એ લખાણો ઈ. સ.૧૯૧૨માં છપાએલી "પ્રાણી પુકાર" ચોપડી પરથી નકલ કીધેલાં જણાય છે.

બોધકજીએ કોણ જાણે શું સમજી પૂરી આયત તો લખી નહીં, પણ પોતાની ટેવ મુજબ અપુર્ણ તરજુમો લખ્યો તે સાંભળો "તમે ન ખાઓ:—લોહી અને ડુક્કરનું માંસ, મોતથી મરે તેનું માંસ, કોઈ મૂર્તિના નામથી મારવામાં આવે તેનું માંસ, ગળે ફાંસો દઇ મારવામાં આવે તેનું માંસ, લાઠીથી મારવામાં આવે તેનું માંસ, પડવાથી મરે તેનું માંસ, અને કોઇ બીજા પ્રાણીના મારવાથી મરે તેનું માંસ, ખાવું નહીં." (૧) "તમે ન ખાઓ" (૨) અને ડુક્કરનું માંસ સિવાય જે જે ઠેકાણે 'તેનું માંસ" શબ્દો આવેલા છે તે બધા (૩) "ખાવું નહીં" એવા શબ્દોને માટે આયતમાં એક પણ શબ્દ નથી જેનો તરજુમો લખ્યો શાકાય.

વળી ઉપલા ખરા તરજુમામાં:—"ગુરદાર" એ શબ્દ લોહી અને ડુક્કરના માંસ કરતાં પહેલાં વાપરેલું છે એ ભૂલ પણ દેખાડી આપે છે કે પ્રગટ કરનારે કોઇ એવી ભૂલો ભરેલી ચોપડીથી અબોલક મંડળ અને હિંદુ ભાઇઓને ખુશ કરવા એ લખાણ નકલ કીધું છે કે જેના લખનાર ના મનમાં આવ્યું તેમ લખી માર્યું છે.

આગલો પાછલો કોઇ પણ લખાણનો ભાગ, માત્ર પોતાની મતલબ જેટલોજ લઇ લેવો એ બોધકને ઉચિત નથી. કુરઆન શરીફ કોઇ એવી કિતાબ નથી જે જોઇએ ત્યારે મળી આવતી નહીં હોય.

ત્યારે કોઇ સત્ય શોધક બોધકજીની આયત તપાસવા બેસશે તો તેના પર બોધકજી ઇચ્છે છે તેના કરતાં ઉલટી અસર પડશે. કેમકે બોધકજીની પ્રગટ કીધેલી આયતોથીજ તેને સાબેત થઇ જશે કે માંસ ખાવું ખુલ્લા શબ્દોમાં તેજ આયત કહી રહેલી છે. મજકુર આયત જે રૂકુઅની છે તેમાં સુરત શરૂ થતાંજ ખોદાપાક ફરમાવે છે કે "હે મોમેનો! ×૧ તમારાં વચન પુરાં પાળો. ×૨ તમને જે વાંચી સંભળાવવામાં આવ્યું છે ÷૩ તે સિવાય તમારે માટે ચોપગાં અબોલ જાનવરો હલાલ થયાં છે," ઇસ્ફેહાની સાહેબનો ગુજરાતી તરજુમો ભાગ ૧લો પાનું ૨૧૩). હવે સાફ જણાઇ ગયું કે જે જનાવરનું માંસ ખાવા યોગ્ય ન હોય તેની તફસીલ બોધકજીએ પ્રગટ કીધેલી આયતમાં છે, નહીં કે સઘળી તરેહના જાનવરો ખાવાં છોડી દેવાં જોઇએ. કેમકે તેની ઉપરની આયતમાં તે જાનવરોને છોડીબાકી બધાં જાનવરો ખાવાં દુરસ્ત ફરમાવવામાં આવ્યાં છે. અલબત્ત જેની ધર્મ મનાઈ કરતો હોય તે નહીં ખાવાં જોઇશે.

**પાંચમો ફરમાન:**—એમાં પણ તેવીજ ભુલ સુરા માયદાને ૪થા સિપારાની સુરત લખે છે પણ તે ૬ઠા સિપારામાં છે વળી તેની મંજલ ૩જી લખી છે અને છે તે ૨જી. વળી આયત ૩જી લખી છે અને છે તે ૧લી. જેથી મારા ઉપલા દાવાને પૂરેપૂરો ટેકો મળ્યો. અલહમ્દો લિલ્લાહ. વાંચક બંધુઓ! પહેલાં આયતના તરજુમા સાથે બોધકજીના તરજુમાને સરખામણી કરી જોશો ઉપલા પેરેગ્રાફના તરજુમા સાથેજ આ નીચેના તરજુમાને મેળવીને વાંચશો કેમકે તે એકજ આયત છે "પણ એમ નહીં કે તમે શિકારને હલાલ માનો જ્યારે તમે મોહરમ હો, ખરેખર ખુદા જે ચાહે છે તે હોકમ કરે છે." (પાનું ૨૧૩).

જેમ અપવાસના દહાડાઓમાં રંધાયલી વસ્તુઓ ખાવાનો હુકમ હિંદુ ધર્મમાં નથી તેમજ હજ પઢનાર જ્યારે એહરામનો પોશાક પહેરે છે ત્યારથી તે ઉતારે નહીં ત્યાં સુધી તેનાથી શિકાર થઇ શકતો નથી તે વખતે તેને માત્ર શિકાર કરવો આ આયતના હુકમ મુજબ હરામ છે *૪ પછી હિંદુસ્તાનમાં હોય કે મક્કામાં હોય.

---

× ૧ ઈમાન લાવેલા, મુસલમાનો.

× ૨ જે વચનો લોકો એક બીજાને કોઈ કામને માટે આપે છે તે

÷ ૩ જે સઘળાનું બયાન તફસીલ સાથે બોધકજીની રજુ કીધેલી આયતના તરજુમામાં આવી ગયું.

* ૪ તેમજ કોઈનો પકડેલો શિકાર પોતાની હાથે ઝુબહ કરવું, શિકારીની મદદ કરવી વિગેરે પણ હરામ છે. માટે કુર્બાનીના અથવા ખાવા માટેનાં ઢોર, બકરાં વિગેરે ખાસ મક્કા શરીફમાં પણ ઝુબેહ કરવાં, તેને એક મતે જાયઝ છે. જુઓ હદીસો નંબર ૧૨-૧૩.

પણ જ્યારે તે એહરામના પોશાકને ઉતારી કાઢે ત્યારે તેને શિકાર કરવાનો હુકમ પોતે એજ સુરતની ૨૭ આયતમાં છે કે "અને જ્યારે તમે એહરામનું કપડું ઉતારો ત્યારે શિકાર કરો" (ઇસફેહાની સાહેબનો તરજુમો ભાગ ૧લો પાનું ૨૧૪). ત્યારે બોધકજીના આ લખાણથી પોતે મક્કાની હદની બાહેર શિકાર કરવો દુરસ્ત છે, માત્ર એક ધર્મ ક્રિયા પૂરી કરે ત્યાં સુધી શિકાર કરે નહીં એમ સાબીત થયું. એનાથી એમ કયાં સાબેત થયું કે આખી ઉમ્મર તે જાનવરોને કાપે નહીં, શિકાર કરે નહીં, અને માંસ ખાય નહીં, અથવા ખાસ મક્કાશરીફમાં ગાય બકરાં કુર્બાની અથવા ખાવા માટે કાપે નહીં.

બોધકજીનો તરજુમો નીચે મુજબ છે:— મક્કામાં તેની હદ સુધીમાં કોઇએ જાનવર મારવું નહીં અને કોઇ ભૂલથી મારે તો તેને બદલે પોતાનું પાળેલું જાનવર મુકી દેવું. અથવા બે ડાહ્યા માણસો જે કીંમત ઠરાવે તેટલી કીંમતનું ખાણું ગરીબોને ખવરાવવું" જે શબ્દોનો જરા પણ પત્તો એ આયતમાં નથી.

એનો ખરો તર્જુમો નીચે લખ્યા પ્રમાણે વાંચી બોધકજીના ફેરફારની ગણતરી કરશો.

"મોમેનો! તમે શિકાર કરો નહીં, જ્યારે તમે મોહરેમ હોવ. પણ તમારામાંનો કોઇ જ્યારે તેને જાણી જોઇને મારી નાંખે છે, તેનો બદલો એ છે કે તેણે ચોપગાં જાનવરોમાંથી તેનાજ જેવું એક જાનવર મારી નાંખવુ" (એટલે પોતે જે જનાવરને (શિકાર કરી) મારી નાંખ્યું હોય તેના જેવડા અથવા તેની કિંમતના એક પાળેલા જાનવરને કુર્બાની કરવા માટે કઅબામાં કાપવા સારૂ તેણે લાવવું જોઇએ અને આ (તેના જેવડા અને તેની કિંમતના હોવાની) બાબતમાં બે પ્રમાણિક માણસોએ ન્યાયસર પોતાનો મત આપવો જોઇએ).

" કે જેને વિષે તમારામાંના બે ન્યાયી માણસો હોકમ કરે (અને) તે કુર્બાની કાપી નાંખવા માટે કઅબામાં પોંહચાડવી જોઇએ, અથવા તેના નિવારણ માટે ગરીબોને ખવરાવવું જોઇએ, અથવા તેના પ્રમાણમાં રોઝા રાખવા જોઇએ એટલા માટે કે તે પોતાના કૃત્યની શિક્ષાનો સ્વાદ ચાખે."

આ આયતથી શિકાર સિવાય બધાં જાનવરોને કાપવાની, તે પણ મક્કા શરીફમાંજ, રજા સાબેત થઈ. સુબહાનલ્લાહ! કુર્આને શરીફની શી મહિમા છે! કે બોધકજી જે આયતથી મના કરવા ઉભા થાય છે તેજ આયતના ખરા અર્થોથી તેવણનો રદ સાબેત થાય છે. (સુરા માયદા આયત નંબર ૯૫, ઇસ્ફેહાની સાહેબનો તરજુમો, પાનું ૨૪૩-૪૪, નોટ સાથે, ભાગ ૧લો.

**છઠ્ઠો ફરમાનઃ**—બોધકજીએ કુરઆનમાં છે એમ તો લખી દીધું પણ કયાં છે એના પત્તાની આજ સુધી, કુર્આને શરીફ અમો મુસલમાનોના ધર્મની કિતાબ હોવા છતાં અમને જ્યારે ખબર પડી નહીં, પડતી નથી, અને પડશે નહીં, તો બોધકજીને તો કયાંથી પડશે.* તેમાંજ તેવણે લખ્યો નહીં અને તે ફરમાન બોધકજીના લખાણ પ્રમાણે એ છે "મક્કે શરીફની યાત્રાએ જાઓ, ત્યારથી જ્યાં સુધી પાછા ફરો * ત્યાં સુધી રોજા રાખો, જાનવરોને મારો નહીં અને જે ધર્મના ખાસ દિવસ ગણાય છે એ દિવસોમાં માંસ મત ખાઓ." કદાચ એ હોકમ બોધકજીના બનાવેલા કુર્આનમાં હશે.

પણ મુસલમાનોના કુર્આનમાં તો છે કે "ખોદાએ કઅબા કે જે પવિત્ર ઘર (મક્કા શરીફમાં) છે તેને અને હરામ (માનવંતા ઝિલ્હજ) મહિનાને અને (હાર પેહરાવ્યા વગરની) કુર્બાની (ના જાનવરોને) અને હાર પેહરાવેલી કુર્બાની (ના જાનવરો)ને માણસો માટે ધર્મ ક્રિયા બજાવવાનાં કારણો બનાવ્યાં છે." [સુરા માયદા, આયત ૯૭, પાનું ૨૪૪, ભા. ૧).

---

* એટલે લગભગ છ મહિના સુધી. બોધકજીની ઈચ્છા આ બોધ કરવાથી સઘળા હાજીઓને સ્વર્ગે મોકલવાની જણાય છે. એક પણ પાછો પોતાને ઘેર આવતો જણાશે નહીં.

આ આયતથી ખુલ્લી રીતે જાહેર થઇ ગયું કે મક્કા શરીફમાંજ હજનાં ખાસ ધર્મના દિવસો દરમ્યાન, જેમાં બકરીદનો તેહવાર પણ હજને બીજેજ દહાડે આવે છે, તે દિવસે પણ પશુઓને શણગારી પશુ વધ કરવોજ જોઇએ નહીતો ધર્મ ક્રિયાઓ અધુરી [અપુર્ણ] રહી જશે. હવે બોધકજીના "એ દિવસોમાં માસ મત ખાઓ" ફકરાના ખંડન માટે નીચેના ફરમાનમાં રજુ કીધેલી સુરતુલ હજની ૨૮મી આયત વાંચશો. અલહમ્દો લિલ્લાહ! કુર્બાની (અથવા પશુ વધ) એ ઇસલામી ધર્મની ખાસ ઘણીજ જરૂરી ક્રિયા છે એ વાત સંપુર્ણ રીતે સાબેત થઇ ગઇ.

**૭મો ફરમાન.** બોધકજી અને તેવણના જેવા મત ધરાવનારાઓ તો ઘણા ખુશ થઇ ગયા હશે કે જ્યારે અમે લખી દીધું કે સુરા હજની ૩૬મી આયતમાં અલ્લાહ તઆલાએ ખુદ ફરમાવ્યું છે કેઃ—**"માંસ અગર લોહી અને પહોંચશે નહીં પણ એક પરહેજગારી પોહોંચશે."** ત્યારે તમામ મુસલમાનોને મુંગે મોઢે બકરી ગાય વિગેરે મારવી બકરીદને દિવસે છોડી દેવી પડશે. પણ જ્યારે તમારી લખેલી અધુરી આયતને છોડી આખી ૩૬મી આયત તેના તરજુમા અને ટિકા સાથે અને તે આયત ઉતરવાના કારણ સાથે જોઇએ છીએ તો બકરીદને દહાડે બકરી વિગેરે મારવાનો મુસલમાનોને વધારે શોખ પેદા થાય છે.

પૂરી આયતનો તરજુમોઃ—"તેઓનું માંસ (કે જે ગરીબોને દેવામાં આવે છે) અને તેમજ તેઓનું લોહી (કે જે મારતી વખતે રેડાય છે) ખુદાને કદી પોહોંચતુંજ નથી પણ (સારી સારી કુર્બાની અથવા પશુ વધ કરવાથી તેના હુકમોની તાબેદારી કરવાને લીધે) તમારી પરહેજગારી તેને તેના કબુલ થવાને ઠેકાણે) પોહોંચે છે. આ પ્રમાણે (કે જેવી રીતે ઉંટની કુર્બાની શીખવવામાં આવી (૩૫મી આયતમાં) તેઓ (ચોપગાં જાનવરો) ને તેણે તમારે તાબે કર્યાં છે એટલા માટે કે તમે પોતાની કુર્બાનીઓ (પશુ વધ) કરીને તે કુર્બાનીઓથી તેની હજુરમાં મોટા દરજ્જાઓ હાંસેલ કરી શકો એવો) જે તમને તેણે રસ્તો બતાવ્યો છે તેને માટે (કુર્બાની (પશુ વધ કરતી વખતે) તેની મહત્તા યાદ કરો, અને [ભક્તિ કબુલ થવાના અથવા સ્વર્ગ [જંનત]ના, સુકૃત્ય કરનારાઓને સારા ખબર આપ.' (ઇસિફેહાની સાહેબનો તરજુમો ભા. ૨જો, પાનું, ૧૪૬, તફસીરે હુસેની જીલ્દ ૨જી પાનું, ૭૦.

એ આયત ઉતરવાનું કારણ મજકુર તફસીર [ટીકા] અને મજકુર તરજુમાના આપેલાજ પાનાઓમાં એમ લખેલું છે કે મક્કા શરીફના તે લોકો કે જે મુસલમાન નહીં થયા હતા પોતાના વધ કીધેલા પશુઓ (કુર્બાનીઓ)ના લોહીને લઇ જઇ કાબાની ભીંતોને લગાડતા અને તેમ કરવાને ખોદાપાક પાસે મોટી પદવી મળવાનું કારણ જાણતા. તેઓને જોઇ મુસલમાનોએ પણ તેમજ કરવાને ઇચ્છ્યું. તેઓને આ આયત ઉતારી ખોદાપાકે ચેતવણી આપી કે જાહેલો સમજે છે કે ગોશ કે લોહી કાબાને લગાડવાથી મને પોહોંચતા હશે એમ નથી મારી જનાબમાં તો મારે માટે **(પશુ વધ (કુર્બાની)** કરવો એજ કામ પ્રસન્ન છે. અને જે માણુસ એ કુર્બાનીઓ કરશે તેઓને ઓ મોહમ્મદ! (સલ) તમે ખુશ ખબર આપો, કે તેઓની કુર્બાનીઓનું સારૂં કામ હું કબુલ રાખી તેના બદલામાં તે કુર્બાની કરનારાઓને જંનત [સ્વર્ગ] આપીશ. હવે બતલાવો કે એ આયતમાં પશુ વધ કરવાનો હુકમ છે કે મનાઇ છે? અને એ આયતના સંપુર્ણ અર્થ વાંચી અને જાણી મુસલમાનોને કુર્બાની કરવાનો શોખ વધશે કે ઘટશે?

બોધકજીએ પોતાની ટેવ પ્રમાણે અધુરી અધુરી આયત તો લઇ લીધી કે જેમાં કંઇક મતલબ સાબેત થતી તેવણને જણાઇ, પણ એજ સુરતુલ હજની બીજી આયતોપર પણ નજર નાખી હતી કે જેમાં હાજીઓને ખુલ્લી રીતે જાનવરો કાપવાનો, પોતે ખાવાનો અને બીજાઓને ખવડાવવાનો હુકમ થઇ રહેલો છે. " અને તું

માણુસોને હજ માટે પોકારી બોલાવ કે જેથી તેઓ પગે ચાલીને અને દરેક પાતલા ઉંટ ઉપર (સવાર થઇને) ત્હારી પાસે આવે. તે ઉંટો દરેક દુર રસ્તેથી દોડી આવશે (આયત નં. ૨૭) એટલા માટે કે તેઓ (હજ કરનારાઓ) પોતાના ફાયદા માટે (હજ્જમાં) હાજર થાય; અને તેઓ ખોદાનું નામ, અમુક (હજ્જના) દિવસોમાં, જે અબોલ ચોપગાં જાનવરો ખોદાએ તેઓને રોઝી (ખોરાક) માટે આપ્યાં છે તેઓના ઉપર (તેઓને કાપતી વખતે યાદ કરે, પછી તમે તેમાંથી ખાઓ અને દુ:ખી થયલા અને મોહતાજ માણુસોને ખવરાવો (આયત ૨૮મી સૂરતુલ હજ્જ ઇસફેહાની સાહેબનો તરજુમો, પાનું ૬૪૪, ભાગ ૨જો).

**૮મો ફરમાન.** ઉર્દુમાં કહેવત છે કે "પૂછી ઝમીનકી તો કહી આસમાન કી" બોધકજી કોણુ જાણે ઇતિહાસ લખવા કે શીખવવા બેઠેલા છે કે શું! આઠ પુરાવા થવા આવ્યા હજી સુધી પેગંબર સાહેબનો એક પણ ફરમાન રજુ કરી શકતા નથી.

હવે ઇતિહાસપર આવ્યા અને તે પણ એવી બાબત કે જેમાં નહીં પશુ વધની મનાઇ નહીં માંસ, ખાવા કે નહીં ખાવાનો કોઇ હુકમ, હરકત નહીં અમે એજ ઇતિહાસિક બિનાથી સાબેત કરીએ છીએ કે જેમ જનાબ ઇબ્રાહીમ પેગંબર (અલ)ને તેવણુના મહાન રૂત્બા મૂજબ તેવણુના ખરા ઇમાનની કસોટી કરવા માટે ખોદા પાકે તેવણુના ફરઝંદ હઝરત ઇસમાઇલ (ઝબીહુલ્લાહ અલ.) ને મારવાનો હુકમ કર્યો હતો અને તેવણુ મનુષ્ય હિંસા કરવા અને તેપણુ ખાસ તેવણુના એકના એક વ્હાલા પુત્રને કાપી નાંખવા તત્પર થઇ ગયા. તેમજ અમો મુસલમાનોને પણુ બકરીદના તેહવારેમાં, હિંદુસ્તાનમાં તેમજ મકકા શરીફમાં ધર્મના ખાસ દિવસોમાં કુર્બાની (પશુ હિંસા) કરવાની અને બીજા સામાન્ય દિવસોમાં જે જનાવરોને કાપી ખાવાની ખોદાપાકે આજ્ઞા ફરમાવેલી છે, અને તેથી કરીને અમારા ઇમાનની અજમાશ કીધી છે તેને સાબેત કરી દેખાડવાને અમે પણુ હંમેશ તત્પર રહીએ છીએ. કે અમો પાકા મુસલમાન છીએ અને અમે કુર્બાની કરવાની અને માંસ ભક્ષણુ કરવાની તારી આજ્ઞા (હુકમ) પાળીએ છીએ. તેની ખુલ્લી કસોટી એજ કે કોઇ ગમે તેવા દાખલાઓ ગોઠવી કુર્બાની કરવાથી અને માંસાહારથી અમને રોકાણુ કરે તેની જરાપણુ સાંભળતા નથી. અને તારીજ આજ્ઞાને સાંભળી માથે ચઢાવીએ છીએ.

બોધકજીએ આ આઠમા ફરમાનમાં શું ઉમદા દાખલો અમારે માટે લખ્યો છે કે ખરૂં જોતાં પુત્રને મારવાનો હુકમ નહીં હતો પણુ એ તો માત્ર તેવણુના ઇમાનની પરિક્ષા હતી. તેમાંજ તો ફેરસ્તાઓએ પુત્રને ઉઠાવી લીધો. અને ખરૂં જોતાં ખોદાપાકને પશુઓનોજ વધ વધારે ગમે છે. તેમાંજ તે પુત્રને ઠેકાણે ઘેટું મુકી દેવામાં આવ્યું અને તે કપાઇ ગયું, કે જેની કુર્બાની [વધ] અમે પણુ કરીએ છીએ. અલહમ્દો લિલ્લાહ બોધકજી જેટલા પુરાવા રજુ કરશે તે અમારાજ લાભમાં નીકળવાના.

પુત્રને વધ કરવાનો ખાસ હુકમ નહીં હતો પણુ એ પરિક્ષાજ હતી એ કંઇ અમારી કલ્પિત વાત નથી પણુ જુઓ કુર્આને શરીફનું બયાન એ દાવાને સિદ્ધ કરે છે તેમજ પશુ વધ એજ ખરી ચીજ ખોદાપાકને પસંદ છે એપણુ અમે ગોઠવી કાઢયું નથી પણુ હઝરત ઇબ્રાહીમ પેગંબર (અલ) ના કિસ્સામાં ખુલ્લા શબ્દોમાં એ વાત સાબેત થયલી છે કે "અને જ્યારે તે (ઇબ્રાહીમ (અલ) તે (ઇસમાઇલ અલ) ની સાથે સઇની *૧ જગ્યાએ પહોંચ્યા ત્યારે તેણે (હઝરત ઇબ્રાહીમે અલ.) તે (હઝરત ઇસમાઇલ અલ.) ને કહ્યું કે મ્હારા દીકરા, ખરેખર મેં સ્વપ્નામાં જોયું છે કે હું તને ઝુબહ (કુરબાની, કતલ) કરૂં જું માટે તું જો, કે તું શું જુએ છે. તેણે કહયું કે હે મ્હારા પિતા તું તે કર કે જે તને હુકમ

*૧ સઈ, મકકા શરીફમાં સફા અને મરવા બે પહાડો વચ્ચેની એક જગ્યાનું નામ છે. ( પાનું ૮૬૪ની નોટ. )

કરવામાં આવ્યો છે. તું મને, જો ખોદા ચાહે તો, ધીરજ રાખનારાઓમાંનો જોઈશ. પછી જ્યારે તેઓ બન્ને [ખુદાના હોકમને] આધીન થયા અને ઇબ્રાહીમે તેને કપાળભર નીચે નાંખ્યો અને અમે તેને નેદા કર્યો [પોકાર્યો] કે હે એબ્રાહીમ ! **ખરેખર તેં તારૂં સ્વપ્નું સાચું પાડયું ખરેખર અમે આ પ્રમાણે સુકૃત્ય કરનારાઓને બદલો આપીએ છીએ. ખરેખર આ તેને માટે એક જાહેર અજમાયશ હતી. અને અમે** *૨ **તેને બદલે એક (ઘેટાંની) મ્હોટી કુરબાની ફદા આપી** ( સુરા વસસાફફાત, આયત ૧૦૨થી ૧૦૭ સુધી, ઇસફેહાની સાહેબનો ગુજરાતી તરજુમો પાનું ૮૬૪, ભાગ ૨જો). *૩

ખોધકજીનો હું મોટો પાડ માનું છું કે તેવણ એવી દલીલ (પુરાવો) લાવે છે કે તે પુરાવાના જો કેટલાક ભાગ કરી નાંખીયે તો પણ તે પેટા વિભાગોથી પણ કુરબાની કરવી તેમજ કુરબાની સિવાયના બીજા દહાડાઓમાં પણ જાનવરોને કાપી ખાવાં મુસલમાનોને માટે સાબેત થાય છે. અને જો તેઓ કુરબાનીને મુકી દે અને માંસ ખાવું જાણી જોઇને ધર્મ વિરૂ-ધ્ધ ગણી તજી દીએ તો એક મિનિટને માટે પણ તેઓના ઉપર તેઓ મુસલમાન છે એ શબ્દ લાગુ પાડી શકાતો નથી. એ બધી વાતો ખોધકજીની પુરાવામાં રજુ કીધેલી સુરા હજ અને જનાબ ઇબ્રાહીમ (અલ) નો કિસ્સો લાવવાથીજ મને પ્રગટ કરવાની સારી તક મળી અલહમ્દો લિલ્લાહ.

" હે મોમેનો ! રૂકુઅ કરો અને સેજદો કરો અને તમારા પરવરદેગારની બંદગી કરો, અને સારાં કૃત્યો કરો કે કદાચ તમને [જહંનમની] આગમાંથી મુકિત મળે. અને ખોદાની તાબેદારી કરવામાં પોતાના મનને મારો (ખોટી) ધર્મ વિરૂધ્ધ ઇચ્છાઓનો નાશ કરો) **તેની** તાબેદારીને માટે જેવી રીતે મન મારવો ઘટે છે તેવી રીતે. **તેણે** તમને પસંદ કર્યા છે. અને **તેણે તમારે** માટે ધર્મમાં કંઇ અગવડતા મુકી નથી, કે જે તમારા પિતા ઇબ્રાહીમનો ધર્મ છે, તેણે [હઝરત ઇબ્રાહીમે [અલ] તમને (ઓ મુસલમાનો !) મુસલમાન નામ આપ્યું." (સુરા હજ આયત ૭૭-૭૮ તફસીરે હુસેની પાનું ૭૭ ભા. ૨જો.) આ આયતથી સાબેત થાય છે કે અમને **"મુસલમાન"** એ એલકાબ હઝરત ઇબ્રાહીમ પેગંબરે (અલ.) આપ્યો. અરબ લોકો તેમનાજ વંશમાં છે. અને સૌથી મોટી વાત તો એ કે તેમનો અને અમારો ધર્મ એકજ છે. "(ઓ મોહંમદ ! (સલ) કહે કે ખોદા સાચું બોલ્યો છે માટે (હઝરત) ઇબ્રાહિમ (અલ) ના ધર્મ હનીફ (સત્યધર્મ) પ્રમાણે ચલો અને તે (જનાબ ઇબ્રાહીમ [અલ.] મૂર્તિપૂજકોમાંનો નહતો." *૧ એ આયત અમને તેવણને દરેક પગલે ચાલવાને માટે મોટે સાદે પોકારી રહી છે. "અને ઇબ્રાહીમના ધર્મથી તેનેજ અણગમો છે કે જે પોતાની જાતને હલકી (બેવકુફ) બનાવે છે." અને બેશક અમે (ખોદાએ) તેને (હઝરત ઇબ્રાહીમ અલ. ને) આ

*૨ ઉપલા અમારા દાવા માટે આયતમાં મોટે અક્ષરે લખાયલા ફકરાઓ પુરાવા છે.

*૩ તફસીરે "વસીલ" માં છે કે જનાબ ઇબ્રાહીમે (અલ.) સ્વપ્નામાં જોયું કે તેવણ પોતાના દીકરાને કાપી રહેલા છે પણ લોહીનું એક ટીપું પણ વહેતું જોયું નહીં. તેજ પ્રમાણે જાગૃત અવસ્થામાં બન્યું [કેમકે નબીઓ [અલ.] નું સ્વપ્નું પણ વહી હોય છે). (એથી પણ વધારે સાબેત થાય છે કે કુરબાની કરવાનો હુકમ ન હતો માત્ર બંને મહાત્મા ઈશ્વરી આજ્ઞાને કેટલા આધીન છે તે અજમાયશ લોકોને દેખાડવાને માટે હતી. કેમકે ખોદાપાક તો દીલોની અને દરેક છુપી વાતોનો જાણનાર છે. તેને અજમાવવાની કંઈ જરૂર નથી.) ખોદાપાકને માટે અજમાયશનો શબ્દ જે કોઈ ઠેકાણે વપરાયો હોય તે ઠેકાણે એજ અર્થ લેવા યાદ રાખવું: નહીં તો તેને માટે અજાણતા માનવી પડશે જે કુફર છે.

* ૧ (સુરા આલે એમરાન, આયત ૬૫, ઇસફેહાની સાહેબનો તરજુમો, ભાગ ૧લો.

દુન્યામા પસંદ કર્યો છે અને ખરેખર તે કેયામતને દિવસે પવિત્ર માણસોમાંનો એક છે." (સૂરા બકરહ આયત ૧૩૦ તબવીબુલ કુર્આનનો તરજુમો પાનું ૩૯૮ અધ્યાય ૭૩). આ આયતથી તેવણના ધર્મને ધિક્કાર ની નજરે જોનાર મુર્ખ ગણાશે. કેમકે તેવણ આ લોક અને પરલોકમાં ખોદાપાકના પસંદ કરાયલા લોકોમાંથી છે તેથી તેવણને પગલે જે ચાલશે તેને પણ ખોદાપાક પસંદ રાખશે (ઇનશાઅલ્લાહ).

ત્યારે ઉપલા કિસ્સાથી તો સાબેત થઇ ગયું કે કુર્બાનીઓ (પશુ વધ અથવા ધર્મની આજ્ઞાને પાળવા પશુ હિંસા) તો અમે હઝરત ઇબ્રાહીમ પેગંમ્બર [અલ]ને પગલે ચાલવા માટે કરીએ છીએ * ૨ હવે માંસ ખાવામાં પણ અમે તેવણની તાબેદારી કરીએ છીએ તેનો પુરાવો પણ સાંભળો:— 'અને ખરેખર અમારા (ખોદાના) મોકલેલા (ફેરેસ્તાઓ) એબરાહીમ પાસે ખુશ ખબર આપવા માટે આવ્યા. તેઓએ કહયું સલામ એબરાહીમે [અલ.] કહયું સલામ. પછી તેને કંઈ (વધારે) વખત લાગ્યો નહિ એટલામાં તે [હઝરત ઇબ્રાહીમ અલ. એક] ભુંજેલો વાછરડો લાવ્યા." (ઇસફેહાની સાહેબનો તર્જુમો, સુરા હુદ (અલ), પાનું ૩૨૩, ભાગ ૧લો. અને એજ બયાન **સુરા-ઝારીયાતમાં** પણ છે. પણ તે બયાનમાં એટલું જાણવા લાયક છે કે તેઓ ફેરેસ્તાઓ છે કરીને જનાબે ઇબ્રાહીમે (અલ) તેવણને નહીં ઓળખી પરોણા ગણ્યા, અને પરોણા રખેને ભુખ્યા હશે તેથી પોતાને ત્યાં ખાવા વાસ્તે ભુંજાયલો રૂષ્ટપુષ્ટ વાછરડો તરત તેવણની આગળ લાવીને મુકયો, જે કે આયતના ખુલ્લા શબ્દો કહી રેહલા છે. તે કોઇ તેહવારનો પણ દિવસ નહતો કે વખતે કોઇ ક્રિયા માટે તેનો વધ કરવામાં આવેલો હોય. ત્યારે આ બધા લખાણ પરથી સાબેત થઈ ગયું કે અમારે દરેક રીતે ધર્મ ક્રિયાઓમાં અથવા દુન્યાના કામોમાં હઝરત ઇબ્રાહીમની તાબેદારી કરવી જોઇએ, જો કોઇના ખોટા દાખલાઓથી દોરાઇ, પરમેશ્વરને માટે કુરબાની કરવી, અથવા પશુ હિંસા ખાવા માટે કરવી, મુસલમાનોને હરામ છે એમ માની લઇએ તો, અમો સઘળા મુસલમાનો મુર્ખાઇને પ્રાપ્ત થઇ બેદીન થઇ "મુસલમાન" એ એલકાબથી વેગળા થઇ જશું.

ત્રીજી રીતે બાવકજીના લખાણુપરથીજ સાબેત થાયછે કે ખોદાપાક ઇમાનવાળાની પરિક્ષા કરવી હોય તો તેને જે ચીજ વહાલામાં વહાલી હોય તેનો ભોગ આપવાને માટે હોકમ કરે છે. અને જાહેર છે કે માણસને જીવવાળા પ્રાણીયોના જીવ, દયા અર્થે, સૌ કરતાં વધારે વહાલા હોય છે, ત્યારે અલહમદો લિલ્લાહ અમો મુસલમાનો, ધર્મને માટે અને ઇમાનની પરિક્ષામાં ખુદાપાકની જનાબમાં પાસ થવા, તેના હોકમના મુકાબલામાં અમારી ખોટી દયાઓને એક કોરે મુકી પ્રાણીઓનો વધ કરીએ છીએકે જેને દરેક સમજુ વર્ગ કદી છોડશે નહીં, અને ઇમાનની પરિક્ષામાં પાસ થવાનો સર્ટીફીકેટ જરૂર મેળવશે.

બાવકજીનો "ઇબ્રાહીમ પેગંબર જ્યારે ઇમાનમાં આયા" એ ફકરો તેવણ ઈસલામી શ્રધ્ધાઓ (અકીદાઓ) થી કેટલા નાવાકેફ છે તે સંપુર્ણ રીતે સાબેત કરે છે. "બુનબી ખુદાઇ કરતે હય કુદરત ખુદાકી હય." તમામ સાચા પેગંબરો માટે તમામ મુસલમાનોનો આ અકીદો (શ્રધ્ધા) છે કે, તેઓ જન્મે ત્યારથી તેઓને પેગંબરીની પદવી આપવામાં આવે ત્યાં સુધી, અને તે પછી તેઓ આ ફાની દુન્યાથી વફાત થાય ત્યાં સુધી, કદી, કોઇપણ તરેહની બેઇમાની, કુફર, શિરક, મુર્તિપુજન, નાસ્તિકપણું તેઓ કરતા નથી. આવી શ્રધ્ધા રાખનારાઓ સાચે હઝરત જનાબ ઇબ્રાહીમ ખલીલુલ્લાહ અલય હિસ્સલામ માટે "જ્યારે ઇમાનમાં આયા" એવો ફકરો વાપરવો ઘણોજ લાગણી દુખવનાર છે. તે પછી બીજા પાનાપર

* ૨ વાંચો હદીસ નંબર ૧૧

"અલ્લાએ ઘેટાને પણ સજીવન કર્યું." જે ફકરો લખ્યો છે એ મુસલમાનોની તો કોઇપણ કિતાબમાં નથી, પણ ઇસલામી ઉલમા જ્યારે વેદ શાસ્ત્રોના પ્રમાણોથી પશુ વધ અને માંસાહાર સાબેત કરે છે ત્યારે હિંદુઓને, કોઇપણ માતબર ગ્રંથના પ્રમાણ રજુ કર્યા વગર માત્ર મોઢે બોલતાં ઘણાખરા મુસલમાનોએ તથા પોતે મેં સાંભળ્યા છે કે "આગલા ઋષિમુનિઓ જાનવરોને મારતા તો ખરા પણ તેને પાછા સજીવન કરી દેતા હતા, તેમાં તેઓને વધ કરવું દુરસ્ત હતું, પણ અમે તેમ કરી શકતા નથી તેમાં અમને હિંસા [જાનવરોની કતલ] કરવી નહીં જોઇએ." તેમજ એ ફકરો બોધકજીની કલમથી પ્રગટ થઇ ગયો હશે. જે લોક આ ફકરો બોલીને એમ ધારે છે કે ચાલો જવાબનો બોજો અમારા માથાપરથી દૂર થયો. પણ જ્ઞાનવર્ગ જાણે છે કે એનાથી મનને શાંતિ થવાને ઠેકાણે ઘણા સવાલો મનમાં ઉત્પન્ન થવાના.

(૧) જાનવરોનો વધ એટલાજ માટે બુરો ગણાય છે કે તેથી જાનવરને ઇજા થાય છે ત્યારે શું અમે કાપીએ તો જનાવરને ઇજા થાય અને ઋષિ મુનિ કાપે તો તેને ઇજા થતી નથી, એમ કોઇ વેદ કે શાસ્ત્રમાં લખ્યું છે? (૨) આગલા યુગો (જમાનાઓ) માં જેટલાં યજ્ઞ (કુર્બાનીઓ), વધ કે શિકાર ઋષિ મુનિઓએ કીધાં છે તે બધાંઓને દરેકે દરેક વખત તેઓએ સજીવન કર્યાં છે એમ એક પણ વેદ કે શાસ્ત્રના મંત્ર, શ્લોકથી કોઇ સિદ્ધ કરી શકે છે? (૩) વેદ શાસ્ત્રો સતયુગમાં લખાયા કે તે પછી? (૪) વેદ શાસ્ત્રોમાં જેટલા યજ્ઞ, વધ, શિકાર જે જે મુનિઓએ કરેલાં લખેલાં છે તે તે ઋષિ મુનિઓ સતયુગમાં થયલા કે કળિયુગમાં? (૫) સતયુગના લોકોને તેઓ આવા પવિત્ર સર્વોપરી, પૂજ્ય, અંતરયામી ઇશ્વરીરૂપ હોવા છતાં યજ્ઞ, વધ, શિકાર કરવો ગુન્હાનું કારણ નહીં થતાં પરમેશ્વરની પ્રસન્નતાનું કારણ થઇ પડે પણ કળિયુગના લોકો જેમાંના ઘણા ખરા આટલા બધા પાપી હોવા છતાં તેઓને પ્રમેશ્વરની પ્રસન્નતા [મકબુલીયત] તો મળવી કોરે રહી, મુનિ ઋષિ કૃત યજ્ઞ, વધ અને શિકાર કરવાથી તેઓનાં પાપ તો કયાંથી મરે, પણ ઉલટા બિચારા પાપી બની નર્કવાસી (જહંનમી) બને, એટલા મોટા ફરકનું કારણ શું?

(૬) જો જાનવરોનો યજ્ઞ, વધ, શિકાર કરવો પાપજ હોત તો સત્યુગવાળા તેને આટલી બધી હોંસથી કેમ કરતે અને તેનાથી આનંદ કેમ પામતે? અને તેમ કરવાનો હુકમ દયા માયાના ભંડાર વેદ ભગવાનો અને શાસ્ત્રોમાં બ્રહ્માજી, વ્યાસજી, મનુમહારાજ, આશ્વલાયન ઋષિ, પારસ્કરાચાર્ય, ગોભિલાચાર્ય, આપસ્તંબ ઋષિ, વસિષ્ટ ઋષિ, યાજ્ઞવલ્કયજી, સાયણાચાર્ય, મહીધરજી, શંકરાચાર્ય, નારાયણજી, હરદત્તજી વિગેરે પુર્વાચાર્યો મહર્ષિગણો સનાતન ધર્મીઓ * ઇશ્વિરી અવતારો કેમ આપતે? (૭) જો જાનવરોના યજ્ઞ, વધ અને શિકારને મહાપાપ ગણશું ત્યારે સત્યુગમાં થઇ ગયલાં એ કામોને યોગ્ય માનનારા અને કરનારા સઘળા મુનિ ઋષિઓ કોણ ગણાશે? તેઓના કરતાં અમારા કળિયુગનો એક વાણિયોજ લાખો દરજ્જે સારો ગણાવવો જોઇએ કે જે આવા હિંસાનાં કામોથી હંમેશ બચેલો રહે છે. પણ કોઇ પણ સમજુ માણસ તે મહાન પુરોષોને માટે એવો વિચાર મનમાં લાવવાને પણ પાપ ગણશે. ત્યારે માનવું પડશે કે તેઓનાં શાસ્ત્રાનુસાર વધ, યજ્ઞ અને શિકાર યોગ્યજ હતાં અને તેમાં કોઇ પણ તરેહની હિંસા નહીં હતી અને નહીં છે.

**૯મો ફરમાન** બોધકજીએ આયત, મંજલ વિગેરેના અંક દીધા વગર આયત રજુ કરી તેના **અર્થ** (સાંભળો):—"અને જે **પશુ** પૃથ્વી ઉપર **ચાલે છે** અને જે પક્ષી પોતાની પાંખો વડે **ઉડે છે;** તે બીજું કાંઇ નથી, પણ તમારા જેવાજ **લોકો** છે, (**મતલબ** કે તેમનું જીવન તામારા જેવુંજ વહાલું છે)."

**એ સુરા અનઆમ** ની ૩૮મી આયત છે જેના ખરા અર્થ ટિકા સાથે એ છે કે "અ-

* બ્રિમજ્ઞાન ત્રિંશિકા, પાનું ૩૨, ભાગ ૧ લો

તે પૃથ્વી ઉપર એવું એકે પણ હાલનાર ચાલનાર પ્રાણી નથી અને તેમજ એ પાંખો વડે ઉ-ડતું એકે પક્ષિ નથી કેજે તમારી પેઠે પેદા થવા-માં અને મરવામાં, અથવા ખોદા પાકને ભજવામાં તમારી માફક જુદા જુદા સમુહ (ટોળાં) નહોય. અમે કેતાબ (લૌહેમહફૂઝ)માં એકે ચીજ પડતી મુકી નથી, પછી તેઓને પોતાના પરવરદેગાર પાસે એકઠા કરવામાં આવશે." (ઇસ્ફેહાની સાહેબનો તર્જુમો, પાનું ૨૬૧, ભા. ૧લો. તફસીરે હોસૈની પાનું ૧૬૯ ભા૦ ૧લો). એમાં આયત અધુરી લેવા ઉપ્રાંત **પશુ, ચાલે છે, ઉડે છે અને લોકો** એટલા શબ્દો આયતના કોઇ પણ અરબી શબ્દ ના અર્થ થઇ શકતા નથી. વળી એ આયતની મતલબ પણ ખુલ્લી છે કે એમાં પ્રાણી માત્ર અને પક્ષિઓની, પેદાસ અને ઇશ્વરીભકિત, અમારા જેવી હોવી એટલે ભકિતથી ગાફેલ નહીં હોવું, લૌહે મહફૂઝમાં દરેકે દરેકે ચીજ લખેલી હોવી અને કયામતમાં પાછા ઉઠવાનું, વર્ણન છે. બોધકજીએ તેને લઇ જઈ પશુ હિંસા સાથે જોડી દીધી. આફરીન છે તેઓની હિંમતને અને ધન્ય છે તેઓની **મતલબને.** *

**૧૦મો ફરમાન.** પેગમ્બર સાહેબનો ફરમાન મળી નહીં આવતાં હઝરત અલી (રદી) નું અધુરૂં વચન, તે પછી કુર્આને શરીફની તેવીજ અધુરી આયતો અને તેના પોતે પોતાની મરજી માં આવે તેવા ગોઠવી કાઢેલા અર્થો પછી એક ઇતિહાસિક બિનાથી બોધકજીએ હજી સુધી પોતાનું કામ ચલાવ્યું પણ હવે દારૂ ગોળો ખલાસ થતાં એક વર્તમાન પત્રમાં પ્રગટ થયલા નામવગરના કોઇ મુસાફરના કાગળનું લખાણ તેવણને રજુ કરવું પડયું. હવે મુસલમાનોને નીચે પ્રમાણે તેની કસોટી કરવાની છે તેનો જ્યારે બોધકજી જવાબ દેશે ત્યારે અમે પણ તેઓના બોધ તરફ ધ્યાન દેશું:—(૧) મજકુર પત્રની તારીખ લખો (૨) એ પત્ર ફાર્સી ભાષાનો છે વાસ્તે એના પુરે પુરા શબ્દો સાથે ગુજરાતી લીપી પણ ફાર્સી ભાષા માં પ્રગટ કરો. અથવા એની અસલ એક કાપી કાબુલનીજ છપાયલી સુરતના કાજી સાહેબને ત્યાં મુકી સર્વ મુસલમાનોને તે જોવા જવાની ખબર આપો કેમકે બોધકજીએ આયતોમાં અને તેના અર્થોમાં અને તે આયતોની મતલબ ઇસલામી વિદ્વાનોના અર્થોથી વિરૂદ્ધ લેવામાં, એટલુંજ નહીં પણ ખુલ્લા અર્બી શબ્દોના અર્થ પણ ખોટા કરવામાં જે કલમની તેજી દેખાડી છે તેથી મુસલમાનોને એવણ ઉપર ભરોસો રહયો નથી.

બોધકજીને જો ઇસલામી દેશોમાં જવાથી દેશ પ્રાયશ્ચિત કરવું નહીં પડે તો તેવણ ટર્નરમૉરિસન કું૦ ની સ્ટીમરોમાં તે દેશોમાં જઇ પોતે જુએ કે એક પણ મુસલમાનોનું શહેર એવું છે કે જ્યાં ગાય કપાતી ન હોય અને તેને કાપનારા પણ મુસલમાનોજ હોય છે. પણ ગાય, બકરાં અને મેંઢાં કરતાં મુસલમાની દેશોમાં ઓછી ગણતરીમાં કપાય છે, તેનું મુખ્ય કારણ એજ કે પહેલાં તો તે દેશોમાં એ જનાવરની યુરોપ, આફ્રિકા અને અમેરિકા જેટલી પેદાશ નથી. વળી પોતે કસાઇયો ગરીબ હોય છે અને ત્યાંની ગાયો એવી રૂષ્ટ પુષ્ટ હોય છે કે પોણોસો સો રૂપિઆ કરતાં ઓછી કિંમતમાં મળતી નથી તેથી ઓછી કપાય છે. અને મેંઢાં બકરાં દશ બાર રૂપીઆમાં મળી આવે છે. તેથી એક ગરીબ માણસ પણ તેને ખરીદી, કાપી વેચીને પોતાના ગુજરાન જોગું તેમાંથી કુટી કાઢી શકે છે. દર વર્ષે સેંકડો હાજીઓ તે દેશોમાં જાય છે અને ત્યાં પોતાની નજરે એ વાત જુએ છે તેથી એવી ખોટી કહાણીને મુસલમાનો માનશે નહીં.

તે પછી કાબુલના અમીર સાહેબને માટે તે લખે છે કે દિલ્હીમાં તેવણે ગાયને ન માર-

---

* પણ નહીં, એક વાતમાં બોધકજીની ફતેહ થઈ ખરી તે એકે આગલા દરેક ફરમાનમાં બોધકજીના દરેક પુરાવાથી અમારી પશુ હિંસાજ સાબેત થતી હતી પણ આ આયતથી અમે તે બાબતમાં કંઈ પણ સાબેત કરી શકયા નહીં. જય ! બોધકજીની જય !!

વાનો ઉપદેશ આપ્યો હતો એ તદન બનાવટી વાત છે. અસલ વાતનું રૂપ બદલી હિંદુ પત્રોના અધિપતિઓએ એ ઘાટ રચ્યો હતો. તે તેજ વખતના ખાસ દિલ્હીના તેમજ બીજા ઇસલામી પત્રોના અધિપતિઓએ* પ્રગટ કરી દીધો હતો તે અત્રે ટાંકું છું:—અમારા હનફી મઝહબ (પંથ)નું જગત પ્રસિદ્ધ ધર્મ શાસ્ત્ર (ફિકેહની કિતાબ) **દુર્રે મુખતાર** અને તેની શરેહ (ભાષ્ય) **ગાયતુલ અવતાર**, જીલ્દ ૪થી, કિતાબુઝ ઝબા-એહના પાના ૧૭૯માં છે કે "કોઇપણ હાકેમ [રાજા, બાદશાહ, અમીર]ની અથવા હાકેમ જેવા કોઇ મોટી પદવીના માણસ [જેવા કે ધર્મગુરૂ, જમાત કે પંચાએતના પટેલ, નગરશેઠ વિગેરે]ની પધરામણીના માનમાં [ કોઇપણ જાનવર ] વધ (ઝુબેહ) કરવામાં આવ્યું તો તે ઝુબેહ કીધેલું [જાનવર] હરામ છે, અગર જો ઝુબેહ કરનારાએ તેને ઝુબેહ કરતી વખતે અલ્લાહનું નામ (બિ-સમિલ્લાહ અલ્લાહો અકબર કરીને) લીધું હોય. કેમકે તે (જનાવર)ના ઉપર તો (ખોદાપાકની-તાઝીમ છોડીને) તે સિવાય બીજાનું નામ (માન અર્થે) લેવામાં આવ્યું."

હવે ઉપર જણાવેલા ધર્મશાસ્ત્રના હુકમથી સાફ જણાયું કે હાકેમના માનમાં જાનવરો કા-પવા હરામ અને કાપનારા ગુનેહગાર અને કાપેલાં જાનવરો ખાવાં હરામ છે. તેટલાજ માટે તેવણુની દિલ્હીની પધરામણી વખતે કેટલાક અજ્ઞાન મુસ-લમાનોએ કેટલીક ગાયો બકરાં કાપવાની તૈયારી કરેલી જેની મનાઇ અમીર સાહેબે ઉપર જણા-વેલા ધર્મના હુકમને અનુસરીને કીધી હતી, કે નાદાન મુસલમાનો ધર્મ વિરૂધ્ધ કરવાના ગુન્હાથી બચે, અને કાપેલાં જાનવરો નકામા ફેંકી દેવામાં નહીં આવે. નહીં તો ઇસલામી ધર્મમાં રાજા અને રંક સઘળા સરખા છે સૌને એકજ ખુદાનો અને એકજ રસુલ (સલ) નો હોકમ માનવાનો છે. ખોદા અને રસુલના, ગાય, ઘેટાં, બકરાં અને ઉંટની કુર્બાનીને માટે ખુલ્લા હોકમ હોવા છતાં જો તે એવો હોકમ આપતે તો અમીર સાહેબની સાંભ-ળતે અને માનતેજ કોણ? પણ એક સારો ધ-ર્મજ્ઞાન ધરાવનાર બાદશાહ એવું તદન ધર્મ વિરૂધ્ધ હોકમ કેમ આપત? કદી નહીં. એ છે ખરી હકીકત.

હવે મુસાફરજી એ બાબતમાં મુસલમાન આલેમો સાથે વાદવિવાદનું લખે છે. એ ઉપરથી મુસલમાનો તો જાણી ગયા હશેજ કે મુસાફરજી પોતાના દીનથી એવા અજાણ અને અક્કલની બળદ છે કે કુર્આનની આવી ખુલ્લી આયતો જનાબ રસુલુલ્લાહ (સલ) ની આટલી બધી ખુલ્લી હદીસો હોવા છતાં વિદ્વાનોની સાથે વાદ-વિવાદ કરવા જવાનું કારણ તેવણની બેઇલ્મી વગર બીજું કંઇજ નથી.

"ગૌમાંસ વ્યાધિ (બીમારી) ને ઉત્પન્ન કરનાર છે." જો કોઈ વિદ્વાને મુસાફરજીને કહયું તો પોતે જરા પણ ભણેલા હોત તો તેને જવાબ દેતે કે બેવકુફ તને વિદ્વાન કોણે બનાવ્યો? ગૌમાંસ ખાવાની તેં નુકશાની બતાવી તો ફાયદા પણ બતલાવ. "શરીરને હ્રષ્ટપુષ્ટ (જાડું) કરનાર, કામ શકિત વર્ધક અને કમળા (યરકાન) ને ફાયદો કરનાર છે. તેમજ મેહનત કરનારા માણ-સોને પણ નુકશાન કરનાર નથી ઉલટું શરીરને પુષ્ટ બનાવે છે. તેમાં સૌથી સારૂં વાછરડાનું માંસ છે. તેની ચર્બી કાઢી નાંખી શેરવો બનાવી તેમાં સરકો નાંખીને પીવું ખરાબ લોહી પેદા થવાને રોકાણ કરનાર છે અને પિત્તના ઝાડાને ફાયદાકારક છે. એના તિકકા ભુંજાતા હોય તેમાં-થી ઝરપતું પાણી કાનમાં નંખાય તો કાનના કીડાનો નાશ કરે છે. એવું બીજું કામ શકિત (કુવ્વતે બાહ)ને વધારનાર અને એના જડબાંનો શેરવો તાવને માટે ફાયદો કરનાર છે." (બુસ્તા-નુલ મુફરદાત, લખનૌમાં ૧૮૯૫માં મુજતબાઇ પ્રેસમાં છપાયલી, પાનું ૨૭૪, વરતુ નંબર ૮૪૯).

એનાથી થતી નુકસાનીઓને જો કોઇ દૂર કરવા માંગે તો તેને માટે વૈદોએ લખ્યું છે કે

* **કરઝન ગેઝેટના અધિપતિ મિર્ઝા હેરતે તેમજ લાહોરના "વકીલ" તથા "વતન" પત્રોના અધિપતિઓએ**

એને રાંધતી વખતે નીચે લખેલો મસાલો નાંખવાથી એનાથી થતા તમામ ગેરફાયદાઓનો દહન અટકાવ થાય છે:–દાલચીની, મર્ચાં અને સુંઠની સાથે ખરબુજાનાં (છાંયડામાં સુકવેલાં) છલટાં (નો લોટ) તેમાં નાંખે કે જેનાથી એ નરમ રંધાય છે એટલુંજ નહીં પણ-સ્વાદિષ્ટ (લેહજતવાળુ) બને છે. હવે તો તે વ્યાધિને ઉત્પન્ન કરનાર પણ નહીં રહયું (મખઝનુલ અદવિયા જીલ્દ ૧લી, પાનું ૧૭૬, નવલકિશોર પ્રેસમાં છપાયલી). ઉપર લખેલા ફાયદાઓ ઉપ્રાંત મજકુર કિતાબ વાળાએ લખ્યું છે કે એનું માંસ ખાવાની રૂચિ (ખાહેશ, ઈસ્તેહા)ને વધારનાર છે (જીલ્દ ૨જી પાનું ૧૭૩).

**મેંઢાં તથા બકરાંનું ગોશ:**—જલ્દી પચી જાય છે, લોહી વધારે છે, રૂષ્ટ બનાવે છે, કુવ્વત વધારે છે. માણુસ જાતિના શરીરને, બીજા જનાવરોનાં માંસ કરતાં વધારે માફક છે, તેનું હૃદય (દિલ), કાળજું અને ગુર્દો, માણુસના દિલ, જીગર અને ગુર્દા તેમજ કોઠાને કુવ્વત આપે છે સરકો અને મધ મેળવેલું એના માંસનું સુપ શરીરને ઘણીજ તાકાત આપે છે અને બેભાનોને ફાયદા કારક છે, ધભરાટ અને શરીરની નબળાઇ ને દૂર કરે છે, ઉધરસ, છાતીના દરદ, હાફણ અને પીશાબના બળતરાને મટાડવા એની ઊન્ઢી કાઢેલી ચર્બી પીવા ઘણીજ ફાયદા કારક છે. કાપવા પછી નીકળેલું એનું ગરમ ગરમ લોહી અગ્નિથી દાઝેલી જગ્યા ઉપર રેડવું ઉપયોગી છે. (મખઝનુલ અદવિયા જીલદ ૨જી, પાનું ૨).

**ભેંસનું માંસ:**—મેહનતુ લોકોને માટે અને ગુર્દાની શકિત માટે ખાવું ફાયદા કારક છે. (પાનું ૨૨૮ જીલ્દ ૧લી)

**ઊંઠનું માંસ:**—કામ શકિત (કુવ્વતે બાહ) અને અવયવોને કુવ્વત દેનાર, ઇંદ્રિને જાગૃત કરનાર છે, ચોથીયોતાવ, રેંગબાવ, જંધાના પુરાનાદરદો,, કમળી, પીશાબના બળત્રા, આંખોમાં પાણીના ઉતરવાને મટાડે છે, આંખ અને કાળજાની શકિત વધારે છે, એની ખાંધ ખાવાથી બવાસીરનું લોહી, ગર્ભસ્થાન (રેહમ)નું લોહી જતું અટકે છે; (પાનું ૨૪૫ જીલ્દ ૧લી).

**ઘોડાનું માંસ:**—એનું માંસ ખાવું બહાદુરી (શૌર્યતા) ને પેદા કરે છે. અને એના કબાબ દુધ સાથે ખાવાથી ઠંડા મિજાજના લોકોની બાહને કુવ્વત આપે છે. (જીલ્દ ૨જી પાનું ૬૧)

**માછલાં:**—[જેમાં ઘણી ખરી જાતનાં માછલાં] કામ શકિત અને બેજાને કુવ્વત આપે છે, અને સ્વચ્છ લોહી પેદા કરે છે. (**મખઝને હિકમત** પાનું ૧૩૦, ૧૩૧, લાહોરમાં ઇ. સ. ૧૯૧૦માં છપાયલી).

**ગોશની તારીફ પ્રશંસા:**—માણુસ જાતિનું શરીર જમાદાત (ધાતો) નબાતાત (જડી બુટ્ટી) હયવાનાત [પ્રાણી માત્ર મળીને) મવાલીદે સલાસાથી બનેલું છે, જેમાં પ્રાણીપણું એમાં વધારે છે, તેથી કરીને એના શરીરમાંથી ઘટી જનાર વસ્તુઓની નુકશાની પુરી પાડવાને માટે માણુસ જાતિને વાસ્તે સૌથી સારો અને માફક ખોરાક માંસ છે. અને તેથીજ કરીને જનાબ રસુલુલ્લાહે (સલ) ફરમાવ્યું કે "દુન્યા અને આખેરત (આ લોક અને પરલોક) માં તમામ તરકારીઓ (શાકો) ની સરદાર (સર્વોત્તમ શાક) માંસ છે. (એના મોકાબલા માટે વાંચો પાના ૧૮ નો ૨જો અને પાના ૨૦નો ૧લો પેરેગ્રાફ ). *

* મજકુર કિતાબમાં "તઆમ (ખાણુઓ)નો સરદાર" શબ્દ છે. અને હદીસોની કિતાબમાં "ઈદામ (તરકારીઓ, શાક) ના સરદાર" શબ્દ છે. તેથી ખરો શબ્દ "ઈદામ" જાણવો. હવે મજકુર હદીસને પણ તપાસીએ કે કેવી છે " શોઅબુલ ઈમાન " નામની કિતાબમાં તેના લખનાર, મોહદ્દેસીનના ઈમામ, હાફેઝ બેહકી [રહ] એ લખ્યું છે કે મને એ હદીસ અબુ અબદુર્રેહમાન સલમીએ લખાવી, અને તેવણને હારૂન શાફેઈના પૌત્ર અને અહમદના દીકરા મોહંમદે, અને તેવણને કેસના પૌત્ર અને ઝિયાદના દિકરા મોહંમદે, અને તેવણને મનીઅના દીકરા અહમદે, અને તેવણને

(માણસ જાતિના) શરીરમાં જે ગુણુ વ્યવસ્થા કરનારૂં છે તે ગુણુને, (ખાધેલા) **ભાજી પાલા શાક વિગેરેને** (પેટમાં ગયા પછી) ખોરાક રૂપ બનાવવામાં **સાત કામો** કરવાં પડે છે (૧) તહલીલ (ભળી જવું), (૨) ઇસ્તેહાલા (ફેરવાઇ જવું), [૩] તફરીહ (સંતોષ) (૪) અકદ [એકઠા થવું], (૫) તશબીહ (દરેક અંગો નો જે ખોરાક હોય તે રૂપ ધારણ કરવું), પછી (૬) તગઝીયહ [ખોરાક આપતો] અને (૭) ઇદખાલ [પ્રવેશ કરવો].

**દુધને** માટે **પાંચ કામો** કરવાં પડે છે (૧) તફરીક (જુદા જુદા ભાગોમાં વહેંચી આપવું), (૨) તગઝીયહ, (૩) તઅકીદ [એકઠા થવું, બંધાવવું), (૪) તશબીહ, (૫) ઇદખાલ.

**પક્ષિઓનાં ઇંડાઓને** માટે **ત્રણ** કામો કરવાં પડે છે (૧) તહલીલ, [૨] ઇસ્તેહાલા (૩) તમીઝ (જુદા જુદા કરી દેવું).

પણ **માંસ કે ગોશને માટે માત્ર બેજ કામો કરવાં પડે છે.** (૧) તશબીહ (૨) ઇદખાલ. તેથી કરીનેજ માંસ ખાવું દુન્યાના તમામ તરેહના ખોરાક કરતાં સૌથી સારો ખોરાક ઠર્યો (અને શાક ભાજી સૌ કરતાં કંઠાર). (મખઝનુલ અદવિયા, જીલ્દ ૨જી, પાનું ૧૭૩).

**માંસમાં** ૭૦ ભાગ પાણી, **૨૧ ભાગ લોહી,** ૮ ભાગ ચિકાશ અને ૧ ભાગ મીઠું છે. * **ઇંડામાં** ૭૫ ભાગ પાણી, **૧૩ ભાગ લોહી,** ૧૦ ભાગ ચિકાશ, ૨ ભાગ મીઠું છે. **દુધમાં** ૮૬ ભાગ પાણી, **૫ ભાગ લોહી,** ૪ ભાગ ચિકાશ અને ૫ ભાગ નિશાસ્તો અને ખાંડ છે. **ભાજીપાલામાં** ૯૧ ભાગ પાણી, **૨ ભાગ લોહી, ૧** ભાગ ચિકાશ, ૫ ભાગ નિશાસ્તો અને ૧ ભાગ મીઠું છે. (મખઝને હિકમત, મહાન ડૉક્ટર શમસુલ અતિબ્બાની બનાવેલી, પાનું ૧૧૭-૧૮). માણસની જીંદગી લોહીથી છે અને સાબેત થયું કે મજકુર ખોરાકોમાં સૌથી વધારે લોહી, માંસ ખાવાથીજ શરીરમાં પેદા થશે, કેમકે તેમાં સૌથી વધારે **૨૧ ભાગ** લોહીના છે, **અને તેથી માંસજ સર્વોત્તમ ખોરાક ઠર્યો.**

માંસ નહીં ખાવાના મત તરફ દોરવવા માટે કેટલાક લેકચરારો આ દાખલો રજુ કરે છે કે વાઘ માંસજ ખાય છે છતાં તે તોપ વિગેરે ભારે ચીજો, ઘાસ [એટલે ભાજી પાલો] ખાનારા જનાવરો હાથી અને ઘોડાની પેઠે ખેંચી જવાના કામમાં આવતો નથી તેથી માંસ ખાવું અને માંસ ખાનારા બંને નિરૂપયોગી ઠરે છે. વાહવા ! આખો યુરોપખંડ માંસ ખાય છે છતાં આખી દુન્યાને માટે રાજ અને હુન્નર બંનેમાં કેવો ઉપયોગી છે તેને માટે વધારે લખવાની જરૂર નથી.

* અસલ ચોપડીમાં આ ભાગો અપુર્ણાંક રૂપમાં છે. પણ મેં અહીં પુર્ણાંકમાં લખ્યા છે.

બકકારના દીકરા અબ્બાસે, અને તેવણે અબુ હિલાલ રાસેબીયે બુરૈદાના દીકરા અબ્દથી, અને તેવણે પોતાના બાપ (હઝરત બુરૈદા (રદી.) થી, અને તેવણે હઝરત રસુલુલ્લાહ [સલ] થી રિવાયત કીધી છે. આ હદીસમાં અબુ હિલાલ રાસેબી (રહ) મોતફરરિદ [પોતે એકલાજ રિવાયત કરનાર] છે. અને ઈમામ અબુદાઉદ અને ઈબ્ને મોઈન (રહ) વિગેરેએ તેવણુની [હદીસ બયાન કરવામાં સાચા હોવાની] તૌસીક કીધી છે. (હઝરત ઈમામ જલાલુદ્દીન સિયુતીની પ્રસિદ્ધ કિતાબ "અલલઆલીયુલ મસનુઆ ફી અહાદીસિલ મૌઝુઆ" પાનું ૪૪૪, કિતાબુલ અતઅમહ, ઓલવી છાપખાના લખનૌમાં છપાયલી). અને તેથી કરીને મજકુર કિતાબના પાના ૫૯૯ના લખાણુથીજ આ હદીસ હસન સાબેત થઇ બયાન કરવાને લાયક ખરી ઠરી. અલહમ્દો લિલ્લાહ.

નબી, મુનિ, ઋષિના વચનને, જે નબી કે જે મુનિ કે ઋષિનું તે વચન હોય, તે તેનુંજ વચન છે એમ સાબેત કરવું એ માન માત્ર ઈસલામી ધર્મનેજ ઘટે છે, કે જેથી તે ધર્મની ક્રિયાઓ કે શ્રધ્ધાઓ (અકીદાઓ) માં કેયામત સુધી કોઈપણ તરેહનો ફેરફાર કોઇ કરી શકતુંજ નથી. ઈસલામની સચ્ચાઇને માટે એથી વધારે કઈ સાચી દલીલ હોવી જોઈએ. પણ બીજા ધર્મોના આખા ધર્મ પુસ્તકોની માત્ર એકજ સનદનો પણ પતો મળતો નથી, દરેક વચનની સનદનો પતો મળવો તો કોરે રહ્યો.

ઉંદરોને ઘરમાંથી ન્હસાડવા માટે બિલાડી, સાપોનો નાશ કરવા નોળિયો અને ખેતરની તેમજ મેંઢાં બકરાં, મરઘાં કુકડાંની રક્ષા માટે કુતરો, ભાજી પાલો ખાનારની વેજીટેરિઅન (ભાજી પાલો ખાનાર) ધણિઆણી કરતાં કેવાં ઉપયોગી છે ! કે મજકુર કામો તેનાથી થઇ શકતાં નથી, છતાં આ લેકચરાર પોતાની પત્નિને નકામી કહેશે અથવા ગણશે કે ?

કુર્આને મજીદમાં છે કે "ખરેખર આકાશો અને પૃથ્વિની ઉત્પત્તિ [પેદાશ] માં અને રાત અને દિવસના ફેરફારમાં બુદ્ધિમાન (લોકો) માટે (ખોદાપાકની ઓળખાણની) નિશાનિઓ છે. કે જે (બુદ્ધિશાળિ)ઓ ઉભા રેહતાં, અને બેસતાં, અને પોતાના પડખાભર પડતાં (બાજુપર સુતાં, દરેક હાલતમાં) ખોદાને યાદ કરે છે, અને આકાશો અને પૃથ્વિ (અને તેઓમાં દરેક જણાયલી ચીજો)-ની ઉત્પત્તિનો વિચાર કરે છે (અને કહે છે) કે **હે અમારા પરવરદેગાર ! તેં આ**(માનું એક તણખલું પણ) **નકામું ઉત્પન્ન કર્યું નથી."** (સુરા આલે ઇમ્રાન, આયત ૧૯૦, ૧૯૧. ઇસફેહાની સાહેબનો તર્જુમો, પાનું ૧૫૯-૬૦ ભા૦૧લો).

**પેદા કરનારે** ઘાસ, ભાજી પાલો વિગેરે ખાનારા પ્રાણીઓને, અને માંસ ખાનારા પ્રણીઓને નકામાં સરજેલાં નથી. પણ દરેકને એક ખાસ ઉપયોગ માટે બનાવ્યાં છે. તે એવી રીતે કે એકનું કામ બીજું કરી શકતુંજ નથી. કુર્આનનો કેવો સારો ફેસલો છે ! સુબ્હાનલ્લાહ ! !

શ્રી ૧૦૮ સ્વામી દયાનંદ સરસ્વતિજી મહારાજે ઈ સ૰ ૧૮૭૫માં બનારસમાં છપાયલા પોતાના **સત્યાર્થ પ્રકાશના** પાના ૩૦૨માં એવા લેકચરારોનું કેવું સારૂં ખંડન કીધું છે તે વાંચશો (માણુસ તેમજ જાનવરોમાંથી) "જો કોઇ પણ માંસ નહીં ખાય તો પશુ પક્ષિ વિગેરે જેટલાં છે તેથી હજાર ગણા થાય ફરી માણુસને મારવા લાગે, ખેતરમાં અન્ન નહીં થાય જેથી સર્વ માણુસ મરી જાય." Three Cheers for Dayanandji Maharaj Hip! Hip! Hip! Hurrah!

"પ્રાણી પોકાર"ના રચનારે મુસલમાનોને કુર્બાની કરતાં તેમજ માંસ ખાતાં અટકાવવાને જે ફાંફાં માર્યાં છે તેમાંની કરોડિયાના જાળારૂપ એક દલીલ પાના ૪૮માં એ પણ લખી છે કે તરીકતની કેટલીક ભક્તિની ક્રિયાઓ કરવા અને કેટલાક અમલીયાતની ઝકાત આપવા (તપ કરવા અથવા કોઇ મંત્રને શુધ્ધ કરવા) જ્યારે મુસલમાનો ચિલ્લો બાંધે છે ત્યારે તેમાં માંસ ખાવું તેઓને છોડી દેવું પડે છે. તેથી માંસ ખાવું જોઇએ નહીં. એને માટે તરીકતના અને અમલીયાતના જગ પ્રસિધ્ધ આગેવાન હઝરત મોહમદ ગૌસ ગવાલીયારી (રહ) ની, ૧૩૧૦ હિજરીમાં દિલ્હી, મુજતબાઇ પ્રેસમાં છપાયલી **"જવાહિરે ખમસા"** કિતાબના બીજા ભાગ અને ત્રીજા જૌહરના પાના ૮ પરથી લખું છું કે એ ચિલ્લો કરનારને (૧) લોકો સાથે વાતચીત (૨) વિશાળ અને અજવાળાવાળા ઓરડામાં રહેવું (૩) મધ (૪) કસ્તૂરી (૫) ચામડાની બનાવેલી ચીજો [૬] ઉનની બનાવેલી દરેક વસ્તુ (૭) હાડકાની બનાવેલી દરેક વસ્તુ વાપરવી (૮) સ્ત્રી મેલાપ [૯] દુધ [૧૦] દહીં [૧૧] સરકો, [૧૨] મીઠું, (૧૩) ખજુર, (૧૪) લસણ, (૧૫) કાંદા, (૧૬) હીંગ, (૧૭) સારાં ભપકાદાર લુગડાં, (૧૮) સીવેલાં લુગડાં મળીને ૧૮ ચીજોને પણ, જેમ માંસને તજવું પડે છે તેમ, છોડવી પડે છે.

ત્યારે પોતાની મતલબ સાબેત કરવા ફકત માંસનીજ મનાઇ કેમ લખી હશે? જેમ એમાં માંસની મનાઇ છે તેમજ દુધ દહીંની પણ મનાઇ છે, સ્ત્રી મેલાપની પણ મનાઇ છે. અમુક ક્રિયા માટે અમુક વખતને વાસ્તે કોઇ ચીજને છોડવી, તે ધર્મના તમામ માણુસોને હંમેશ માટે તે ચીજ

છોડવાને અથવા હંમેશ માટે નાદુરસ્ત માનવાને દલીલ બનાવવી આવા બોધકો અને પુસ્તકો રચનારાઓનેજ શોભે છે. બેશક આવી દલીલોથી મુસલમાનો માંસ ખાવું અને કુર્બાની કરવી છોડી દેશે. યાદ રાખવું કે ચિલ્લો બાંધવામાં કોઇ ચીજ છોડવી એને ધર્મ સાથે કંઇ સંબંધ નથી. ડાક્ટરો જેમ અનુભવથી કોઈ બીમારીને માટે માત્ર દર્દીને અમુક ચીજોની અમુક મુદત માટે મનાઇ કરે છે અને તેથી તે બીમારીમાં તે ચીજ તેનેજ છોડવી પડે છે, અગર જો ધર્મમાં તેને વાપરવાનો હુકમ હોય છે, તેમજ તરીકતવાળા અધ્યાત્મિક (રૂહના) વૈદ્યો અને હકીમો છે, આત્માની બીમારીઓ દૂર કરવા માટે તપ જપ (વિર્દ, વઝીફા) ની દવાઓ સાથે ઉપર મુજબની ચીજોમાંથી જે ચીજો માત્ર ચિલ્લામાંજ, નહીં વાપરવાનો, ચિલ્લો કરનારનેજ, તેઓ હુકમ આપે તો તેને અમુક મુદત માટે તે છોડવી પડે છે, અને એ પણ તેઓ અનુભવ (તજરૂબા) થી મના કરે છે. ધર્મની કોઇ દલીલ અથવા સંબંધથી મના કરતા નથી. જેમ વૈદોની મનાઇ કલ્પિત (ઝન્ની) છે તેમ તરીકતવાળાઓની પણ મનાઇ કલ્પિત છે.

" ગાયનું ઘી ઔષધિ (દવા તરીકે વપરાતું) છે. અને ગાયનું દુધ આયુષ્ય વર્ધક [ઉમ્મર બધારનાર) છે" અહીં માત્ર ફાયદાપરજ વિદ્વાનજીએ લક્ષ આપ્યું અને નુકસાનોને સંતાડ્યા. મુસાફરે નુકસાનો પણ દેખાડ્યા હતા. "અંદરની સઘળી બીમારીઓને નુકસાન કરનાર (તેમાં ખાસ કરીને કોઠાને અને પાચન શકિતને (સખત) હાનિકર્તા [નુકસાન પોંહચાડનાર.) છે." (મુન્તાનુલ મુફરદાત, નંબર ૯૦પની વસ્તુ, પાનું ૨૮૮).

અને દુધ "એના વધારે વપરાશ તરેહ તરેહના તાવો, ધા, લીલી ખસ, સુકી ખસ, કોઢ, ખરાબ સોજન, ફોલ્લા, ચેહરા અને કપાળનો સોજો ઉત્પન્ન કરે છે અને બલધમને લીધે જે લોકોને વાની બીમારીઓ હોય તેઓને નુકસાન પોંહચાડે છે. એમાં ચીકાશ વધારે હોવાથી અગ્નિ રૂપ ધારણ કરી પિત્ત અને બગડેલા ખિલ્તોમાં ભળી જનાર, ગરમ ભાગો અને કોઠાને બગાડનાર છે. કાંદા, મુળાં, લીલો મેવો, શાક, ભાજી પાલો, વાલવટાણા પર દુધ પીવાથી, અને પીધેલું દુધ પચી નહીં જાય તે પેહલાં તેના ઉપર બીજો ખોરાક લેવાથી, દુધ પીધા પછી સુઈ જવાથી, દુધ પેટમાં તદન બગડી જાય છે. જંગલી જનાવરોના દુધ કરતાં પાળેલાં જનાવરોનું દુધ વધારે ચીકાશદાર અને પચવામાં વધારે ભારી છે," (મખઝનુલ અદવિય્યા, પાનું ૧૬૬, જીલ્દ ૨જી) બીજાં દુધ દેનારાં જનાવરો કરતાં ગાયને ધણું કરીને થાયસિસ (સિલ, ક્ષયરોગ) ની બીમારી વધારે હોય છે તેથી કરીને જ્યાં સુધી ગાયને ખુબ તંદુરૂસ્ત [અને તેના ખોરાકને] તપાસી લેવામાં નહીં આવે ત્યાં સુધી ઉન્હું, કર્યા સિવાય તેનું કાચું દુધ કદી વાપરવું નહીં (વૈદક ચોપાન્યું "અલહકીમ" પાનું પ, બાબત માહે આકટોબર ૧૯૧૬, લાહોર).

મુસાફર તો બેવકુફ હતોજ હવે વિદ્વાનજી પુરા અજ્ઞાની સાબેત થયા. કેમકે હિંદુસ્તાનના મુસલમાન એને ધર્મ પ્રમાણે દુરસ્ત ગણે છે એના જવાબમાં તે બેવકુફ વિદ્વાન કહે છે કે હિંદુ મુસલમાનોના એક બીજાની અદાવતનું આ કારણ છે તેમાં ધર્મને કંઇ સંબંધ નથી. તદન જુઠ. કુર્આને શરીફની, પોતે બોધકજીની લખેલી આયતોથી એ વાત સાબેત થઇ ગઈ કે ઘણા ખરા જાનવરોનો વધ કરવો, પછી તે કુર્બાની માટે હોય અથવા ખાવાને માટે હોય, ખોદાપાકનો હુકમ છે. તેમજ પોતે પેગંબર સાહેબના ખુલ્લા ફરમાનોથી પણ એ વાત સુર્ય કરતાં વધારે જાહેર રીતે સાબેત થઇ કે એ મુસલમાનોનો મુખ્ય ધર્મજ છે

પછી મુસાફર લખે છે "ગોમાંસ રોગ કારક છે અને મુસલમાન ધર્મની રૂહી પ્રમાણે સારાં માણસો તેને અડકી શકતા નથી એવી મારી ખાત્રી થયલી છે." આ લખાણ પરથી તો

માટે જણાય છે કે એ મુસાફર મુસલમાનજ નથી અથવા કદાચ હોય અને તેણે ફાર્સી ભાષામાં કોણ જાણે શું લખ્યું હશે પણ તેના ગુજરાતીમાં તરજુમો કરનારે ભૂલથી અથવા તો જાણી જોઇને ખોટો તરજુમો કીધો છે. કારણ કે ઇસલામી ધર્મના સૌથી મોટા આગેવાનોએ જ્યારે કુર્બાનીઓ કીધી, માંસ ખાધું અને ખવાડીયું અને તેમ કરવાનો ખુલ્લો હોકમ આપ્યો ત્યારે ધર્મની રૂઢી એજ ઠરી તેઓ કરતાં સારાં માણસ નહીં થયા, નહીં છે અને નહીં કદી પણ થશે, એટલે હઝરત પેગંબર સાહેબ (સલ) અને તેવણના સહાબા (રદી) અમાર ઇસલામી ધર્મની શ્રધ્ધાં પ્રમાણે જે તેઓને સારા નહીં ગણે તે એકે મતે કાફેર છે.

પછી મુસાફરજી લખે છે "મુસલમાન રોગીઓના હકીમો ગૌમાંસ નહીં ખાવાનોજ ઉપદેશ કરે છે." તો તેથી તંદુરસ્ત મુસલમાનોને પણ ખાવું નહીં જોઇએ એકયાં સાબેત થયું. અમુક વખત અને અમુક હાલતને માટે તેઓ મના કરે છે. શું ડાકટરો, વૈદો, દુધ, ઘી, રોટલી, વેંગણાં, કારેલાં, બટાકા વિગેરે રોગીયોને ખાવા મના કરતા નથી ? ત્યારે તંદુરસ્તને પણ તે તજી દેવાં જોઇએ એ તો વૈદકની કોઇપણ ચોપડીમાં લખ્યું નથી. "પહેલાના મુસલમાનો ઉપયોગી જનાવરને હલાલ કરવા તૈયાર થતા નહીં." કારણ કે ખેતીનું કામ બળદો પર ચાલે છે. મુસાફરજી એને માટે મોરિશિયસ, બિર્બો વિગેરે ટાપુઓમાં જઇને જુએ કે દર અઠવાડિએ ચારસો પાંચસો બળદ આવીને કપાય છે છતાં ત્યાં કદી પણ, જ્યારથી તે ટાપુઓ વસ્યા ત્યારથી આજ સુધી, ખેતીનું કામ બંધ થયું નહીં, તો આ બીચારા હિંદુસ્તાનમાં જો આટલી થોડી સંખ્યામાં બળદો કપાય તો તે કામ કેમ બંધ થશે?

ખોદાપાકનો બેહદ શુકર છે કે ખાવા માટે તેની પેદા કીધેલા નેઅમતોને તેના બંદાઓ, તેનો ઉપકાર માની, જેમ જેમ વધારે ખાય છે, ખવાડે છે, તેમ તેમ તે સર્વશકિતમાન ખાલેક (પેદા કરનાર) તે નેઅમતોને વધુને વધુજ પેદા કરતો જાય છે, આખો હિંદુસ્તાન તો એક કોરે રહયો ફકત મુંબઇ ઇલાકો, અને તેમાં પણ માત્ર મુંબઇ શહેરમાંજ, દર વર્ષે, ફકત ખાવાને માટેજ લગભગ આઠ લૌખ જનાવરો કપાય છે. છતાં આજ સુધી ખાવામાં આવતા જનાવરોની કદી અછત જોવાઈ કે સંભળાઇ નહીં. પણ ઉલટું દુકાળ વખતે લાખો જનાવરને ચારો નહીં મળવાથી મરી ગયલાં સંભળાયાં છે. ત્યારે ખેતીને માટે જનાવરોની ખોટ કેમ આવી પડવાની ? આમારા દાવા માટે વાંદરામાં મુંબઇ શહેર વાસ્તે ૧૯૧૬ ના વર્ષમાં કપાયલા જનાવરોની લીસ્ટ અત્રે નકલ કરવી બસ છે:-૮૩૭૧ ભેંસો, ૧૨૯૨૨૯ બળદ, ૨૮૫૪ વાછરડાં, ૩૮૪૪૬ ગાય, ૬૫૨૩૦૦ મેંઢાં, બકરાં. ["મુંબઇ સમાચાર" તા૦ ૧૮-૧૦-૧૯૧૬, પાનું ૫, કૉલમ ૮].

એ પછી બોધકજીએ પેગંબર સાહેબના ફરમાનોને ઠેકાણે કેટલાક મુસલમાન નવાબોએ પોતાના રાજ્યમાં ગાય બકરાં નહીં કાપવા માટે અટકાવ કર્યાનું તેમજ કેટલાક મુસલમાનો અને કસાઇઓએ જાનવર નહીં કાપવા અને માંસ નહીં ખાવાનો ઠરાવ કરવાનું લખેલું છે. જેને માટે હું ઉપર લખી આવ્યો છું કે એવા લોકો ધર્મના હુકમો નહીં પાળનારા અથવા નહીં માનનારાઓજ ગણાશે. એનાથી બીજા મુસલમાનોએ પણ એ કામ છોડી દેવાં એમ જ્યાં સુધી ધર્મનો હુકમ ન હોય ત્યાં સુધી મુસલમાનો એ કામ છોડી શકતા નથી. અને જાણી જોઇને છોડવા જતાં ગુનેહગાર અને તેને ખરાબ જાણીને છોડવાથી કાફેર થઇ જશે. કેમકે દીનમાં જે ચીજો ખુલ્લી અને ચોકસ દલીલથી હલાલ હોય તેને હરામ (તેમજ હરામને હલાલ) માનવું, સમજવું અથવા ગણવું એકેમતે કુફર છે. (શર્હે અકાયદુન નસફી, અનવારે મોહંમદી છાપખાનામાં છપાયલી, પાનું ૨૩૫).

બોધકજી પાના બીજાની ૩૧-૩૨ લીટીમાં લખે છે "મુસલમાનભાઇઓ દુનીઆમાં બે પ્રકારના ખોરાક ગણે છે. એક "આબી" અર્થાત પાણીથી પેદા થનારા, અનાજ ફળ વિગેરે (આ પવિત્ર મનાય છે) તથા બીજા પ્રકારનો "પીશાબી" એ તદન જુઠી વાત છે આખી દુન્યામાં એક મુસલમાન એ વાતને માનેતો શું પણ જાણતો એ નથી. અલબત હરામ અને હલાલ એ બે પ્રકારો ખોરાકના છે એમ આખી દુન્યાના મુસલમાનો માને છે, ૩૩મી લીટીમાં લખે છે "અર્થાત પેશાબથી થનારા મનુષ્ય પશુ વિગેરે (આ ખોરાક અપવિત્ર મનાય છે).' એમાં તો બોધકજીએ મુસલમાનોને માણસને પણ ખાઇ જનારા (આદમખોર) બનાવ્યા કેમકે "આ ખોરાક" ના શબ્દો લખીને ખુલ્લી રીતે તેવણે હુમલો કીધો છે કે અમે મુસલમાનો પશુને તો ખાઈએ છીએ પણ બીજે માણસને પણ ખાઇએ છીએ. અમે માણસને ખાવું તો શું પણ તેના દુધ કે વાળ વિગેરે ચીજોને દવામાં વાપરવાને પણ હરામ ગણીએ છીએ. અલબત જાયઝ પશુઓને, નહીં જીવતી હાલતમાં અપવિત્ર ગણીગે છીએ અને નહીં તેને ઝુબેહ કીધા પછી નાપાક સમજીએ છીએ.

જો માંસ મળમુત્રથી બને છે તો દુધ શાનું બને છે તેને માટે આગળ બોધકજીના ભ્રમ ચોખીથી સાબેત કરી આવ્યો છું. (વાંચો પાનું ૧૪). પણ અનાજ અને ફળો, શાક ભાજી, માંસ કરતાં વધારે જાહેર, ચોકખા ગુ અને મુત્રથી બનેલા, આખી દુન્યાના અપવિત્ર પદાર્થો સાથે મળેલા, દુર્ગંધ આપનારા ખાતરમાંથીજ ઉત્પન્ન થાય છે કે જે ખાતરનાં ઢગો સુરત અને રાંદેરના ડિપોમાં હજારો મણ એકઠા કરવામાં આવી દર વરસે ખેડુતોને સેંકડો રૂપીઆનું મ્યુનિસિપાલિટી તરફથી વેચવામાં આવે છે. જો કોઈ એમ કહે કે તે તો મટોડી બની જાય છે ત્યારે અમે પણ કહેશું કે મળમુત્ર પણ લોહી અને માંસના રૂપમાં ફેરવાઇ જાય છે. પાતળા લોહીનું તો દુધ બને છે અને ઘટ લોહીનું માંસ, ચામડું બને છે, અલબત ફરક એટલોજ છે ખરો કે લોહી અને માંસમાં મળમુત્રની બો હોતી નથી પણ ડીપોના ખાતરમાં હદથી વધારે હોય છે માટે ઉમેદ રાખું છું કે અનાજ, શાક, ભાજી, ફળો અને દુધ ખાવામાં જયારે બોધકજીને તિરસ્કાર ઉત્પન્ન થશે બસ નકકી તેજ દિવસ, તેજ કલાક, તેજ મિનિટ અને તેજ સેંકડથી મુસલમાનોને માંસ ખાવાનો પણ તિરસ્કાર ઉત્પન્ન થશે, અને એ બનવા જોગ વાત છે એમાં નવાઈ થાની ! લાવો હાથ હું વચન આપું.

માંસ તો એવી દિલ પસંદ વસ્તુ છે કે વેદ ભગવાનો, સ્મૃતિઓ, શાસ્ત્રો અને પુરાણોની દલીલો જાણ્યા પછી દુન્યામાં તો તેને માટે તિરસ્કાર કોઇને ઉપજવો નહીંજ જોઇએ પણ પારલૌકિક (આખેરતની) હાલતમાં પણ તિરસ્કાર ઉપજવાને બદલે તેને ખાવાની માણસોને ઇચ્છા હોય છે (વાંચો પાના ૨૪ના બીજા કૉલમની ગેંડાના માંસની ૪થી દલીલ). કુર્આને શરીફમાં છે કે "અને પક્ષિઓનું માંસ કે જેની તેઓ (મુસલમાનો જંનતમાં ખાવાની) ઇચ્છા કરશે [તે પણ જંનત (સ્વર્ગ) મા મૌજુદ છે]. સુરા વાકેઆ, આયત ૨૧, પારો ૨૭, પાનું ૧૦૨૯, ઈસફેહાની સાહેબનો તરજુમો જીલ્દ બીજી.

આ ઠેકાણે કોઇ બોધકને શંકા પેદા થાય કે આખી જીંદગી સુધી ખાનારા આ હિંસક મુસલમાનોને કદાચ એ ઇચ્છા થતી હશે પણ અમે તો એની ગંધથી પણ દુર રેહેનારા છીએ, અમને એવી નઠારી ઇચ્છા, તે પણ પરલોકમાં થાય એની ખુલ્લી દલીલ મળે તો માનીએ ત્યારે સાંભળો:—"પિતા, પિતામહ ઔર પ્રપિતામહ (બાપ, દાદા, પરદાદા) યેહ તીનોં ઉત્પન્ન હુએ પુત્ર કે શરીરપર રહતે હુએ એસેહી વાટ દેખતે હૈં (ઇચ્છાને લીધે રાહ જુએ છે) કિ જૈસી પીપલ આદી વૃક્ષોંપર (ઝાડોપર) રહતે

હુએ પક્ષિ, લગનેવાલે ફ્લોંકી આશા રખતે હૈં કિ મહત (મધ) માંસ, શાક, દુધ, ખીર, વા ખોઆ (માવા) સે યહ સંતાન (છોકરો, દીકરો) હમારે લિયે પિંડ દેગા શ્રાધ કરેગા (છેવટ સુધી)" ૩૬. ૩૭, વસિષ્ટ સ્મૃતિ, અધ્યાય ૧૧, પૃષ્ટ ૪૪, "ડૅા. ભીમસેનજી શર્મા સાહેબનો તરજુમો બી એ. પાનું ૭૬ ભા. ૧. વળી એ ઉપ્રાંત પિત્રોના શ્રાધમાં વપરાતા જેટલા જનાવરોના માંસ માટે ઉપર દલીલો લખાઇ છે તે બધામાં "પિત્રોંકી તૃપ્તિ હોતી હય" "પિતૃ તૃપ્ત રહેતે હૈં" શબ્દો વપરાયા છે તે દરેકે દરેક પુરાવાથી ખુલ્લે ખુલ્લી રીતે સાબેત થાય છે કે જો પિત્રોને પરલોકમાં મજકુર જાનવરોના માંસને ખાવાની ઇચ્છા નહીં થતી હોય તો પછી તૃપ્તિ થાયજ શેની? કેમકે તૃપ્તિ એ શબ્દના પોતે અર્થ ઇચ્છા મટવાના છે.

એ દલીલપરથી આ ચોપડીના ટાઇટલ પેજપર લખેલી આયતના અર્થ અને હિંદુધર્મની માનીતી અને પ્રખ્યાત વૈદક ચોપડી સુશ્રુતપરથી મેં જે લખ્યું હતું કે દુધ અને માંસ બંને એકજ વસ્તુથી બનેલાં છે. (વાંચો પાનું ૧૪ કોલમ ૨) અને ખાવાને માટે બંનેમાં કંઇપણ ભેદ કે ફરક કે દોષ અથવા ગુનો નથી, તે પણ સાબેત થઇ ગયા એટલુંજ નહીં પણ એ વાત પણ સિધ્ધ (સાબેત) થઇ ગઇ કે પવિત્ર સ્વર્ગવાશી પિત્રે અને ધર્મ શાસ્ત્રો જેમ એક સરખી રીતે, જરા પણ અણગમા કે તિરસ્કાર (નફરત) વગર મધ, શાક, દુધ, ખીર અને માવાને ખાવા ખવાડવાની છુટ આપે છે તેમજ બિલકુલ તેવીજ રીતે માંસને પણ નિરોગી, ભક્ષ્ય (ખાવાને લાયક) અને પવિત્ર ગણી તેને માટે પણ પોતે ખાવાની ઇચ્છા અને આશા રાખી સંપુર્ણ આનંદ દેખાડી (વાંચો પાનું ૨૪ કૉલમ ૨ જો) બીજાઓને પણ ખાવા ખવાડવાની પરવાનગી આપે છે. ઇનસાફની નજરે જોનારને આ એકજ પુરાવો, સાક્ષી અથવા દલીલ બસ છે.

હવે ઉપર લખેલી આયતની બાકી મતલબને પુરી કરૂં છું કેમકે તેમાં ખુલ્લા શબ્દોમાં જનંતીઓની ઇચ્છા સાથેજ ત્યાં તેઓને માંસ વિગેરે દરેક વસ્તુ મળવાનું બયાન કરવામાં આવ્યું નથી અલહમ્દો લિલ્લાહ! તેને બીજી આયતોએ ખુલ્લા શબ્દોમાં સાબેત કરી દીધું છે કે "અને [ઓ મુસલમાનો!] તમારેમાટે તે (જંનત) માં તે (સઘળી ચીજો) તૈયાર છે કે જે તમારો જીવ ઇચ્છશે અને તમારે માટે તે (જનંત, સ્વર્ગ) માં તે (બધી વસ્તુઓ મોજુદ) છે કે જે (પણ વસ્તુ) તમે માંગશો." (સુરા હામીમ સિજદા, આયત ૩૧, પારો ૨૪, પાનું ૭૧૯, ઇસફેહાની સાહેબનો તરજુમો, જીલ્દ ૨જી). અલ્લાહુમ્મા ઇન્ના નસઅલોકલ જંનતલ ફિર્દોસા વ નઉઝોબેકા મિનન્નાર.

એ પછી બોધકજીએ કવ્વાલી શરૂ કરી દીધી જે કે ઇસલામી ધર્મમાં ગાવી કે સાંભળવી નાદુરસ્ત છે તેથી એ તેવણનેજ મોબારક. મુસલમાનો અને હિંદુઓ હવે તો એકજ ભુમિ હિંદુસ્થાનના રહેવાશીઓ થઇ ગયા છે અને જ્યાં સુધી જગત હસ્તિ ભોગવશે ત્યાં સુધી તેઓ આ દેશમાં તો એક બીજાથી જુદા પડી શકતા નથી તેમજ સર્વ હિંદુ, મુસલમાની ધર્મ કાયદાઓ પ્રમાણે, અને સર્વ મુસલમાનો હિંદુધર્મ આજ્ઞાઓ મુજબ કદી પણ ચાલી શકતા નથી, તેથીકરીને જે જે બાબતોમાં બંનેના ધર્મમાં એક બીજા સાથે મળતા ફરમાનો હોય તેમાં એક બીજાને હાથ નાંખાવો અને પોતાની ઇચ્છા પ્રમાણે એક બીજાને તેના ધર્મ વિરૂધ્ધ દોરવવાની કોશીશ નહીંજ કરવી જોઇએ, અને આંહોમાંહે કોઇપણ પ્રકારનો કંકાસ કિનો નહીંજ થાય એવાં પગલાં બંને કોમોના આગેવાનો અને બોધકોએ લેવાં જોઇએ, અને આ ચોપડી પ્રગટ કરવાનો મારો ખરો હેતુ એજ છે. આ ચોપડી લખી પ્રગટ કરવાનો સવાબ જનાબ મૌલાના મૌલવી હાફેઝ ગુલામ મોહંમદ સાહેબ રાંદેરી કદસલ્લાહો સિરરહુની રૂહ મુબારક પર મોકલું છું. અલ્લાહ સુબહાનહુ વ તઆલા પોતાના ફઝલો કરમથી કબુલ ફરમાવે આમીન.

# ફેહરિસ્તે મઝામીન (અનુક્રમણિકા).



**સૂચના:**--પાના ૪થાની ૩૦મી અને પાના ૬ઠ્ઠાની ૧૫મી લીટીમાં "જબાનમાં" શબ્દને બદલે "જનાબમાં" વાંચશો.